# श्रीमद् भगवद्गीता

## गुजराती सरलार्थ सहित.



छपावी प्रसिध्ध करनार

सस्तुं साहित्य वर्धक कार्यालय

तरफथी भिक्षु—अखंडानंद

મુંબઇ અને અમદાવાદ.



આવૃત્તિ છઠ્ઠી—પ્રત ૩૦૦૦૦—કુલ પ્રત ૧૦૨૦૦૦

વિક્રમ સંવત ૧૯૭૮.     ઈ. સ. ૧૯૨૨.

મૂલ્ય—પાકું પૂઠું આઠ આના, પટીવાળું છ આના.

બીજા વેચનારાઓ ખર્ચ જોગું વધુ લેશે.




વિશ્વરૂપ.

# श्रीगीतामाहात्म्य

॥ श्रीगणेशाय नमः ॥

श्रीधरोवाच । શ્રીપૃથ્વિદેવી પૂછે છે:-

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ॥
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥१॥

હે ભગવન! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધને ભોગવી રહેલા મનુષ્યના હૃદયમાં અનન્ય ભક્તિ કયા ઉપાયથી ઉત્પન્ન થાય? ૧

श्रीविष्णुरुवाच । શ્રીવિષ્ણુભગવાન બોલ્યા:-

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ॥
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥२॥

પ્રારબ્ધને ભોગવી રહેલો મનુષ્ય જો નિત્ય ગીતાનો અભ્યાસ કર્યા કરતો હોય તો આ લોકમાં તેને મુક્ત અને સુખી જાણવો; કેમકે તે કર્મથી લેપાતો નથી. ૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ॥

क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमं बुवत् ॥३॥
જેમ કમળ પત્રને જળનો સ્પર્શ થતો નથી તેમ ગીતાનું ધ્યાન ધરનારને મહાપાપ અને બીજાં પાપો કદી સ્પર્શ કરી શકતાં નથી. ૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ॥
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥
જ્યાં ગીતાનું પુસ્તક હોય અને જ્યાં તેનો પાઠ થતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થ રહેછે.

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥५॥
સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો, પાર્ષદો, ગોવાળો, ગોપીઓ તેમજ નારદ, ઉદ્ધવ, પણ ત્યાં છે. જ્યાં ગીતા પ્રવર્તે છે ત્યાં સહાય તુરત આવી મળે છે. ૫

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ॥
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥
જ્યાં ગીતા સંબંધી વિચાર ચાલે છે તથા

જ્યાં તેનું ભણવું ભણાવવું અને શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ ! હું સદૈવજ નિવાસ કરૂં છું. ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम्॥
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम्॥ ७

હું ગીતાના આશ્રયમાં રહું છું અને ગીતા મારૂં ઉત્તમ સ્થાન છે. ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને ત્રણે લોકનું હું પાલન કરૂં છું. ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ॥
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥ ८

ગીતા એ મારી ઉત્તમવિદ્યા છે, બ્રહ્મરૂપ છે, અવિનાશી અર્ધમાત્રા રુપછે, નિત્ય છે અને અવર્ણનીય શબ્દોવાળી છે, એમાં સંશય નથી. ૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ॥
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી તે સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણે સ્વમુખે અર્જુન પ્રત્યે કહેલી છે, ત્રણે વેદરૂપ છે, પરમાનંદરૂપ છે તથા જ્ઞાનના સારાંશરૂપ છે. ૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ॥

ज्ञानसिद्धिं स लभते ततो याति परंपदम् ॥१०॥

જે મનુષ્ય સ્થિર મનથી નિત્ય ગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે તે જ્ઞાનની સિદ્ધિને પામે છે અને તેથી પરમપદને પામે છે. ૧૦

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ॥
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥

સંપૂર્ણ પાઠ કરવાને અશક્ત હોયતો અર્ધો પાઠ કરવાથી પણ ગોદાનનું ફળ મળે છે; એમાં સંશય નથી. ૧૧

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ॥
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥

ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને પામે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ મેળવે છે. ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ॥
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् १३

જે પુરૂષ ભક્તિપૂર્વક નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે તે રૂદ્ર લોકને પામે છે અને

ત્યાં શીવજીનો ગણ થઇને ઘણો કાળ વસે છે.

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः॥
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥१४॥

જે મનુષ્ય એક અધ્યાય, એક શ્લોક અથવા એક ચરણનો નિત્ય પાઠ કરે છે તે પણ હે પૃથ્વી ! મન્વંતર સુધી મનુષ્યજ રહે છે. ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ॥
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः।
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ॥
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत्।१६।

જે મનુષ્ય ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ કે એક શ્લોકનો અથવા તો અર્ધા શ્લોકનો પણ પાઠ નિત્ય કરે છે; તે અવશ્ય દશહજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. ગીતાનો સારી રીતે પાઠ કરનારો મનુષ્ય મર્યા પછી પણ પાછો મનુષ્યજ થાય છે. ૧૫-૧૬.

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम्।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥

અને પછી ગીતાનો વધારે અભ્યાસ કરીને મોક્ષને પામે છે. મરતી વેળા "ગીતા" એવો ઉચ્ચાર કરનારો પણ સદ્‌ગતીને પામે છે. ૧૭

**गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ॥**
**वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते॥१८॥**

મહા પાપી મનુષ્ય પણ જો ગીતાનો અર્થ સાંભળવામાં પ્રિતિવાળો હોય તો તે વૈકુંઠને પામી વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે. ૧૮

**गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः**
**जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम्।१९।**

અનેક કર્મો કર્યા પછી પણ જે મનુષ્ય નિત્ય ગીતાના અર્થનું ધ્યાન કરે છે; તેને જીવનમુકત જાણવા. દેહના અંત પછી તે પરમ પદને પામે છે. ૧૯

**गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ॥**
**निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम्२०**

જનક આદિ ઘણા રાજાઓ ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને પાપ રહિત થયા છે અને

લોકમાં ગવાઇને પરમ પદને પામ્યા છે. ૨૦

**गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत्॥**
**वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः॥२१॥**

જે મનુષ્ય ગીતાનો પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથી; તેનો પાઠ વૃથા થાય છે અને તેવા પાઠને વૃથા શ્રમરૂપજ કહ્યો છે. ૨૧

**एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः॥**
**स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात्॥२२**

આ માહાત્મ્ય સહિત જે મનુષ્ય ગીતાનો અભ્યાસ કરે છે તે પૂર્વે કહેલા ફળને મેળવી દુર્લભ એવી ઉત્તમગતિને પામે છે. ૨૨

**सूत उवाच।** સૂત પૂછે છેઃ-

**माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम्॥**
**गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत्॥२३**

જે મનુષ્ય ગીતાનો પાઠ કર્યા પછી મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે, તે ઉપર જે ફળ કહ્યું તેને પામે છે. ૨૩

**इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम्**

# મંત્ર, ન્યાસ અને ધ્યાન.

## મંત્ર વિષે સમજણ

ભગવદ્‌ગીતા, એ ભગવાન શ્રી કૃષ્ણની વાણી હોવાથી મંત્ર રૂપ છે.

મંત્રની સાથે તેના ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક, આ છ વાનાં પણ હોય છેજ. ગીતા સાથેનાં તે છ વાનાં નીચે પ્રમાણે છે.

### શ્રી ગીતા મંત્રના ઋષિ ઈત્યાદિ.

**ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः।। अनुष्टुप् छंदः।।श्रीकृष्णः परमात्मा देवता ।। अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम् ।। सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः।। अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इतिकीलकम्**

ॐ આ શ્રીમદ્ ભગવદ્‌ગીતારૂપી માળામાં આવેલા ભગવદ્‌વચનોરૂપી મંત્રોના ઋષિ એટલે દ્રષ્ટા કે સંગ્રહ કરનાર ભગવાન વેદ-

**વ્યાસ**; છંદ **અનુષ્ટુપ**; અને દેવતા ભગવાન **શ્રીકૃષ્ણ** છે. "**શોક નહિ કરવા યોગ્ય તેના તું શોક કરે છે, અને પંડિતના જેવા શબ્દો બોલેછે**" એ વચન ગીતા મંત્રનું **બીજ** એટલે કે ગીતાના આરંભનું કારણ છે. "**સર્વ ધર્મોને પરીત્યાગ કરીને એક મારેજ શરણે આવ**" આ વચન ગીતા મંત્રની **શક્તિ** છે; અને "**હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર**" એ આ ગીતા મંત્રની **કીલક** એટલે ખીલી અથવા કુંચી છે.

## ન્યાસ વિષે સમજણ.

હરકોઇ મંત્રવડે દેવપૂજા કે જપ ઇત્યાદિ કરવા પહેલાં તે કાર્ય કરનારે શરીરની શુદ્ધિ ઉપરાંત શરીરનાં જુદાં જુદાં અંગોમાં મંત્રોનું આરોપણ કરીને મંત્રરૂપ બનવું જોઇએ. તે ન્યાસના બે વિભાગ છે. **કરન્યાસ** અને **અંગન્યાસ**. ગીતાનો પાઠ કરનારે પ્રથમ ગીતામંત્રના ઋષિ, છંદ, દેવતા ઇત્યાદીનું સ્મરણ

કર્યા પછી એ ન્યાસ નીચેના વિધિ અને ક્રમ પ્રમાણે કરવા.

## કર-ન્યાસનો વિધિ.

**नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः॥**

અર્થાત્ " એને—આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી." આ મંત્ર ભણીને બંને હાથના અંગુઠા ભેળા કરીને તેને નમસ્કાર કરવા.

**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः॥**

અર્થાત્ " એને પાણી પલાળી શકતું નથી અને પવન સુકવી શકતો નથી" આ મંત્ર ભણીને બને હાથની તર્જનીઓ ( અંગુઠા પાસેની આંગળીઓ ) ભેળી કરીને તેને નમસ્કાર કરવા.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च॥**

અર્થાત્ " આ આત્મા છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને સુકવી શકાય નહિ તેવો છે," આ મંત્ર ભણીને બંને હાથની વચ-

લી આંગળીઓ ભેળી કરીને તેને નમસ્કાર કરવા.

**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥**

અર્થાત્ "આ આત્મા નિત્ય સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે," આ મંત્ર ભણીને બંને હાથની અનામિકાઓ ( ટચલીની પાસેની આંગળીઓ ) ભેગી કરીને તેને નમવું.

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥**

અર્થાત્ "હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો" આ મંત્ર ભણીને બંને હાથની ટચલી આંગળીઓ ભેળી કરી તેને નમવું.

**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥**

અર્થાત્ " મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે," આ મંત્ર ભણીને બંને હાથની હથેળીઓને તથા પાછલા ભાગોને ભેળા કરીને તેને નમસ્કાર કરવા. આમ કરન્યાસ કરી પછી હૃદયાદિ અંગન્યાસ કરવો.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ.

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥**

અર્થાત્ "એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને બેઉ હાથના અગ્રભાગ એટલે આંગળીઓના છેડાઓને હૃદયે અડાડીને નમસ્કાર કરવા.

**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥**

અર્થાત્ "એને પાણી ભીનો કરી શકતું નથી અને પવન સુકવી શકતો નથી" આ મંત્ર ભણીને शिरसे स्वाहा એમ બોલીને બેઉ હાથના અગ્ર ભાગવડે મસ્તકને સ્પર્શ કરવો.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥**

અર્થાત્ "આ આત્મા છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને સુકવી શકાય નહિ તેવો છે" આ મંત્ર ભણીને शिखायै वषट् એમ બોલીને બેઉ હાથના અગ્રભાગવડે ચોટલીને સ્પર્શ કરવો.

**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥**

અર્થાત્ " આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે " આ મંત્ર ભણીને कवचाय हुम् એમ બોલીને બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું. આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥**

અર્થાત્ " હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો " આ મંત્ર ભણીને नेत्रत्रयाय वौषट् એમ બોલીને બેઉ હાથના અગ્રભાગવડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરો વચ્ચેના ત્રીજા ગુપ્તજ્ઞાન ચક્ષુને સ્પર્શ કરવા.

**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥**

અર્થાત્ " મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે " આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાપરથી ફેરવી તેનાવડે ડાબી હથેળીમાં તાળી વગાડવી. अंगन्यास समाप्त.

## વિનિયોગ.

**श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥**

શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રીતિને અર્થેજ આ પાઠનો વિનિયોગ—વિશેષ ઉપયોગ છે.

## ધ્યાનનો વિધિ.

આગળ પ્રમાણે અંગન્યાસ કર્યા પછી ગીતાના ઋષિ વ્યાસભગવાનનું તથા દેવતા શ્રી કૃષ્ણ ભગવાનનું નીચે કહેલી ભાવનાઓ અને નમસ્કાર સહિત ધ્યાન કરવું.

**ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये-महाभारतम् ॥ अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टा-दशाध्यायिनीमंब त्वामनुसंदधामि भगव-द्गीतेभवद्वेषिणीम् ॥ १ ॥**

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુની શ્રી વેદ વ્યાસજીએ મહાભારતમાં ગુંથેલી, અદ્વૈતરૂપી અમૃતને વર્ષાવનારી, ભગવતી—એટલે ઐશ્વર્ય, વીર્ય,

યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યના આધારરૂપ-અષ્ટાદશ અધ્યાયવાળી અને જન્મ-મરણને તથા અહંતા મમતારૂપ સંસારને ટાળનારી હે માતા ! હે ભગવદ્‌ગીતા ! હું તારૂં ધ્યાન ધરૂં છું. ૧

**नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदा-यतपत्रनेत्र ॥ येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥**

વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસભગવાન ! આપને નમસ્કાર હો. આપેજ મહાભારતરૂપી તેલ પુરીને આ ગીતા જ્ઞાનરૂપી દીપક પ્રકટાવ્યોછે. ૨

**प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥ ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥**

શરણ થનારને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાન-મુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ ! આપને નમસ્કાર હો. ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सःसुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; તેના દોહનારા ગોપાલ નંદન શ્રીકૃષ્ણ ભગવાન છે; અર્જુનરૂપ વત્સ ( વાછરડો ) છે; બુદ્ધિશાળી પુરૂષો તે દૂધના ભોક્તા ( પીનારા ) છે અને મહાન ગીતામૃત રૂપી દૂધ છે. ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

વસુદેવ પુત્ર,દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણુર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા એવા હે શ્રીકૃષ્ણ! હે જગદ્‌ગુરૂ! હું આપને વંદન કરૂં છું. ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णाखलु पांडवै रणनदी कैवर्तकःकेशवः॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી

જયદ્રથરૂપી જળવાળી, શકુનીરૂપી નીલ પત્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહુવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ઘુમરીવાળી, એવી યુદ્ધરૂપી નદીને શ્રીકૃષ્ણરૂપી સુકાનીવડેજ પાંડવો તરીગયા હતા.

**पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं ।**
**नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥**
**लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।**
**भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥**

ગીતાના અર્થરૂપ તીક્ષ્ણ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરીકથાના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કળીકાળનાં પાપનો વિનાશ કરનારૂં અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિની વાણીરૂપી સરોવરમાં ઉગેલું મહાભારતરૂપી કમળ અમારૂં કલ્યાણ કરનારૂં થાઓ. ૭

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥

જેમની કૃપા મુંગા માણસને વાચાળ કરે છે અને પાંગળાંને પર્વત ઉલંઘાવે છે; તે પરમાનંદ સ્વરૂપ માધવને હું વંદન કરૂં છું. ૮

यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंतिदिव्यैःस्तवैर्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥

બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર, રૂદ્ર અને મરૂત (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ,ક્રમ અને ઉપનિષદ સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે; ધ્યાનમાં સ્થિર થએલા મુનીઓ તેમાં રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે અને દેવો તેમજ અસુરો જેમના પારને જાણી શકતા નથી એવા પરમાત્મ દેવને નમસ્કાર હો.

श्री भगवान



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥



# श्रीमद्भगवद्गीता

## ગુજરાતી સરલાર્થ સહિત.

### અધ્યાય ૧ લો:- અર્જુનવિષાદયોગ.

धृतराष्ट्र उवाच। ધૃતરાષ્ટ્ર બોલ્યા:-

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

હે સંજય! કુરૂક્ષેત્રની ધર્મ ભૂમિમાં યુદ્ધ કરવાના નિશ્ચયથી એકઠા થએલા મારા પુત્રોએ તેમજ પાંડવોએ પછી શું કર્યું!

संजय उवाच। સંજય બોલ્યા:-

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा।

**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥**

તે સમયે પાંડવોના સૈન્યને યુદ્ધરચનામાં ગોઠવાયેલું જોઇને રાજા દુર્યોધન દ્રોણાચાર્ય પાસે જઇને આવાં વચન બોલ્યો. ૨

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥**

હે આચાર્ય ! પાંડવોની આ મોટી સેના જુઓ. આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને તેની વ્યૂહ રચના કરેલી છે. ૩

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥**

એ સેનામાં મોટા ધનુષ્યને ધારણ કરનારા, શૂરવીર અને યુદ્ધમાં ભીમ અને અર્જુનના જેવા યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ છે.

**धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।**
**पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥**

અને ધૃષ્ટકેતુ, ચેકીતાન તથા કાશીરાજ જેવા પરાક્રમી; તેમજ પુરૂજીત, કુંતીભોજ અને શૈબ્ય

જેવા શ્રેષ્ઠ નરો છે. ૫

**युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।**
**सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥**

વળી મહા પરાક્રમી યુધામન્યુ, મહા બળવાન ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રો, એ સર્વે મહારથીઓ પણ છે. ૬

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥**

હે દ્વિજોત્તમ ! આપણામાં જેઓ શ્રેષ્ઠ છે તે હવે સાંભળો. મારી સેનાના મુખ્ય નાયકોનાં નામ પણ હું આપની જાણ માટે કહું છું. ૭

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥**

આપ, ભિષ્મ, કર્ણ, યુદ્ધમાં જય મેળવનારા એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, તથા- ૮

**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥**

મારે માટે પોતાના જીવનનો ત્યાગ કરે એવા પણ બીજા શૂરપુરૂષો બહુ છે, અને તેઓ સર્વ નાના પ્રકારનાં શસ્ત્ર વાપરવામાં કુશળ તેમજ યુદ્ધ કરવામાં અતિ પ્રવીણ છે.

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ।१०।**

આ આપણું સૈન્ય અગણિત અને ભીષ્મ વડે રક્ષાયલું છે; અને તેઓનું સૈન્ય થોડું તથા ભીમવડે રક્ષાયલું છે. ૧૦

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ।११।**

તો હવે વ્યૂહમાં પેસવાના સર્વ માર્ગોમાં આપ તેમજ અન્ય સર્વ પોતપોતાને સ્થાને ઉભા રહીને ભીષ્મનુંજ રક્ષણ કરો. ૧૧

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् १२**

તે પછી સર્વ કૌરવોમાં વૃદ્ધ અને પ્રતાપવાન એવા ભીષ્મપિતામહે દુર્યોધનને હર્ષ ઉપજે એવી

સિંહગર્જના કરીને પોતનો શંખ વગાડયો.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ।१३।

તે પછી એકી વખતે શંખ, નગારાં, મૃદંગ, ઢોલ અને રણશિંગાં વાગવા લાગ્યાં; અને તેનો નાદ ઘણો મોટો થઇ રહ્યો. ૧૩

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः १४

પછી ધોળા ઘોડાવાળા મહાન રથમાં બેઠેલા માધવ અને અર્જુન પણ પોતપોતાના દિવ્ય શંખો વગાડવા લાગ્યા. ૧૪

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ।१५।

શ્રી કૃષ્ણે પાંચજન્ય નામનો, અર્જુને દેવદત્ત નામનો અને મહા પરાક્રમી ભીમે પૌંડ્ર નામનો પોતાનો મોટો શંખ વગાડયો. ૧૫

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય, નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક નામના શંખ વગાડયા. ૧૬

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ।।१७।।
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ।

હે પૃથ્વીપતિ ! મહા ધનુષધારી કાશીરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, જીતાય નહિ એવો સાત્યકી, દ્રુપદ દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ અભિમન્યુ એ સર્વ પોતપોતાના જુદા જુદા શંખો વગાડવા લાગ્યા. ૧૭-૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ।।१९।।

આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકતા તે પ્રચંડ શંખનાદોએ કૌરવોનાં હૃદયને ચીરી નાખ્યાં.૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ।।२०।।

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

તેપછી હે ધૃતરાષ્ટ્ર રાજા ! યુદ્ધ માટે ગોઠવાઇને ઉભેલા કૌરવોને જોઇને હનુમાનની ધ્વજાવાળા અર્જુન ધનુષ ઉઠાવીને યુદ્ધનો આરંભ કરવા અગાઉ શ્રીકૃષ્ણપ્રત્યે આવું વચન બોલ્યા:-

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ।२१।**
**यावदेतान्निरीक्षेऽहं योध्धुकामानवस्थितान् ।**
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥**
**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।**
**धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥**

હે અચ્યુત ! મારો રથ આ બંને સેનાઓની મધ્યમાં લઇ જઇને ઉભો રાખો; એટલે હું આ યુદ્ધની ઇચ્છાથી તૈયાર થઇ ઉભેલા સર્વને જોઇ લઉં; અને આ રણસંગ્રામમાં કોની સાથે યુદ્ધ કરવાનું છે તે જોઉં તથા દુર્બુદ્ધિ કૌરવોનું ભલું કરવાની ઇચ્છાથી જેઓ યુદ્ધ કરવાને એકઠા થએલા છે તેમને પણ જોઇ લઉં. ૨૧-૨૨-૨૩

संजय उवाच। સંજય બોલ્યા:-

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् २४
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम्।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति।२५।

હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને કહેવાથી શ્રીકૃષ્ણે બંને સેનાની વચ્ચે તે ઉત્તમ રથને ઉભો કર્યો અને ભીષ્મ, દ્રોણ તથા સર્વ રાજાઓની સામે "હે પાર્થ! આ ભેગા થયેલા કૌરવોને જો." એમ તેમણે કહ્યું. ૨૪-૨૫

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा।
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान्।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्।

ત્યાં અર્જુને બંને સેનાઓમાં પોતાના કાકા, દાદા, આચાર્યો, મામાઓ, પુત્રો, પૌત્રો, મિત્રો સસરાઓ તથા ઉપકાર કરનારાઓને ઉભેલા

જોયા. આ પ્રમાણે પોતાના બાંધવાદિને યુદ્ધ સ્થળમાં ઉભેલા જોતાંજ અર્જુન કરૂણાના અત્યંત આવેશમાં આવી જઇને આવું બોલ્યા:–૨૬-૨૭

**अर्जुन उवाच। અર્જુન બોલ્યા:—**

**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् २८**
**सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति।**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥**

હે કૃષ્ણ ! યુદ્ધની ઈચ્છાથી ઉભેલા આ સ્વજનોને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે; મુખ સુકાઇ જાય છે; શરીરમાં કંપારી છુટે છે અને રૂવાં ખડાં થાય છે. ૨૮–૨૯.

**गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते।**
**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः३०**

વળી ગાંડીવધનુષ હાથમાંથી સરી પડે છે; ચામડીમાં ઘણો દાહ થાયછે; ઉભો રહેવાને પણ હું શકિતવાન નથી, મારૂં મન જાણે ભમે છે. ૩૦

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे३१**

વળી હે કેશવ! હું વિપરીત ચિન્હો જોઉ છું અને યુદ્ધમાં સ્વજનોને મારવાથી કલ્યાણ જોતો નથી.

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।**
**किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा॥३२**

હે શ્રીકૃષ્ણ! તેઓને હણવાથી મળનારા વિજયને,રાજ્યને કે સુખોને હું ઇચ્છતો નથી. હે ગોવિંદ! એવી રીતે મેળવેલા રાજ્યથી,ભોગથી કે જીવતરથી અમને શું લાભ થનાર છે? ૩૨

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च॥**

અમે જેઓને માટે રાજ્ય,ભોગો અને સુખને ઇચ્છીયે; તેઓ તો બધા પોતપોતાના પ્રાણ અને ધનને તજીને અહીં યુદ્ધમાં ઉભેલા છે.૩૩

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा**
**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।**
**अपित्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ३५**

આ આચાર્યો, પિતા, પુત્રો, દાદા, મામા,સ-

સરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધિઓ મને હણુતા હોય અથવા મને ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તોપણ હે મધુસૂદન! હું તેઓને હણુવા ન ઇચ્છું; તો પૃથ્વી માટે કેમજ ઇચ્છું?

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥**

વળી હે જનાર્દન! કૌરવોને હણુવામાં પ્રીતિ પણ કેમ થાય! એઓ આતતાયીઓ છે તોપણ તેમને હણુવાથી તો અમને પાપજ બેસે. ૩૬

**तस्मान्ना र्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान्।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ३७**

તે માટે અમારે અમારા બંધુ કૌરવોને હણુવા ઘટીત નથી. હે માધવ! સ્વજનોનેજ હણીને અમે સુખી કેવી રીતે થઇએ? ૩૭

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८**
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन॥३९॥**

લોભવડે બુદ્ધિ મારી જવાથી કૌરવો કુળ-ક્ષયના દોષને અને મિત્રદ્રોહના પાપને સમ-જતા નથી;પરંતુ હે જનાર્દન ! કુળનાશના દોષને જાણનારા અમોએ પણ એ પાપકર્મથી નિવૃત્ત થવાનું કેમ ન સમજવું ! ૩૮--૩૯

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनात- ाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०**
**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१**

કુળનો ક્ષય થવાથી કુળના સનાતન ધર્મો નાશ પામે છે અને ધર્મ નષ્ટ થતાં કુળને અધર્મ દબાવી લે છે; અધર્મ વધવાથી કુળની સ્ત્રીઓ બહુ દૂષિત થાય છે અને હે વાર્ષ્ણેય ! દૂષિત સ્ત્રીઓથી વર્ણસંકર પ્રજા જન્મે છે.

**संकरो नरकायैव ुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ४२**

વર્ણસંકર પ્રજા કુળને અને કુળઘાતકને નરકમાંજ નાખે છે અને તેઓના પિતૃઓ

પણ પિંડોદકાદિ ક્રિયા વિના પતન પામે છે.

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः**

**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः४३**

કુળઘાતકોના અને પ્રજાને વર્ણસંકર કરનારાઓના એવા દોષોને લીધે હમેશના જાતિધર્મો તથા કુળધર્મો પણ નાશ પામે છે. ૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**

**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥**

અને જેઓના કુળધર્મો નાશ પામ્યા હોય એવા મનુષ્યોનો હે જનાર્દન ! અવશ્ય નરકમાં વાસ થાયછે એવું અમે સાંભળ્યું છે. ૪૪

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**

**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः॥४५॥**

અહો ! અમે મહાન પાપ કરવાને તૈયાર થયા છીએ. કારણ કે આ રાજ્યસુખના લોભને લીધેજ અમે પોતાના બંધુઓને હણવાને ઉભા થયા છીએ. ૪૫

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

એ કરતાં તો શસ્ત્રવાળા કૌરવોજ જો મને સામો ન થનારને અને શસ્ત્ર વિનાનાને આ સ્થળે હણે તો તેથી મારૂં વધારે હિત થાય.

संजय उवाच । સંજય બોલ્યા:-

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

શોકથી વ્યાકુળ થયેલા મનવાળા અર્જુન એવું કહીને ધનુષબાણ રણભૂમિમાં ત્યજી દઈને રથ ઉપર બેસી ગયા. ૪૭

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे-ऽर्जुनविषादयोगो नाम प्रथमोध्यायः॥१॥

# અધ્યાય ૨ જોઃ—સાંખ્ય યોગ.

**संजय उवाच। સંજય બોલ્યાઃ—**

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥**

એવા દયાના આવેશવાળા, આંસુભર્યાં વ્યાકુળ નેત્રવાળા અને શોક કરતા અર્જુનને જોઈ મધુસૂદન આવાં વચન બોલ્યા. ૧

**श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ—**

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥**

આવા વિપરીત સમયે હે અર્જુન! આ અનાર્યના જેવો, અધોગતિ આપનારો અને અપકીર્તિકારક મોહ તને ક્યાં ઉપજી આવ્યો ?

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥**

હે પાર્થ! આમ કાયર થા નહિ; એ તને છાજતું નથી; હે શત્રુને તપાવનાર! હૃદયની

એ તુચ્છ દુર્બલતાને ત્યજીને ખડો થઈ જા. ૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

હે મધુસૂદન ! હે અરિસૂદન ! પૂજનીય ભીષ્મ અને દ્રોણાદિ સાથે હું બાણથી કેમજ લડું ? 

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥

એવા મહાનુભાવ ગુરૂજનોને હણવા કરતાં તો આ લોકમાં ભિક્ષાથી જીવવું સારૂ છે. ધનના ઓશીયાળા ગુરૂઓને હણીને પણ મારે આ લોકમાં તેમના લોહીથી ખરડાયલા ભોગો ભોગવવા પડે. ૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ॥ यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

વળી બેમાંથી કયો પક્ષ બળવાન છે; તથા

અમે જીતીશું કે તેઓ; તે પણ હું જાણતો નથી. વળી જેઓને હણીને અમે જીવવા પણ ઇચ્છીએ તે કૌરવો તો સામેજ ઉભેલા છે! ૬

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

દીનતાના દોષથી મારો સ્વભાવ દબાઈ ગયો છે અને સ્વધર્મનો નિર્ણય કરવામાં ચિત્ત મૂઢ બની ગયું છે; માટે આપને પૂછું છું કે મારે માટે જે નક્કીપણે કલ્યાણકારક હોય તે વાત મને કહો. હું આપનો શિષ્ય છું અને આપને શરણે છું. મને ઉપદેશ આપો. ૭

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्। अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

પૃથ્વીનું શત્રુ વિનાનું અને સર્વ સમૃદ્ધિવાળું રાજ્ય અને દેવતાઓનું રાજ્ય પામ્યા છતાં પણ આ ઇંદ્રિયોનું શોષણ કરનારા મારા

શોકને શમાવે એવું કશુંજ તેમાં હું નથી જોતો.

संजय उवाच । સંજય બોલ્યા:-

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह॥९

ગુડાકેશ અર્જુન, ગોવિંદ પ્રત્યે એ પ્રમાણે કહીને અને છેવટે "યુદ્ધ નહિ કરૂં" એમ કહીને મૌન રહ્યા. ૯

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે બેઉ સેનાની મધ્યે ખેદ પામતા તે અર્જુનને હૃષીકેશ શ્રીકૃષ્ણે હસતા હોય તેમ આ વચન કહ્યાં:-૧૦

श्री भगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:-

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः॥११॥

શોક નહિ કરવા યોગ્ય વસ્તુનો તું શોક કરે છે અને વાણી તો જ્ઞાનીના જેવી બોલે છે. પરંતુ જ્ઞાનીઓ કાંઇ મરેલાનો કે જીવતાનો

શોક કરતા નથી. ૧૧

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतःपरम्॥१२॥

આ જન્મની પૂર્વે હું ન હતો કે તું ન હતો કે આ રાજાઓ ન હતા એવું પણ નથી; તેમ આ શરીરો મુવા પછી પણ આપણે સર્વ નહિ હોઇયે એમ બનવાનું નથી. ૧૨

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥

આ દેહમાં જીવાત્માને જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા નક્કીપણે પ્રાપ્ત થાય છે; તેજ પ્રમાણે દેહ પડયા પછી પાછો બીજો દેહ પણ તેને અવશ્ય પ્રાપ્ત થાય છે; માટે ધીર પુરૂષો "દેહ મરતાં જીવપણ મરી ગયો" એવી ભ્રાન્તિ લાવતા નથી. ૧૩

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्वभारत१४

એજ પ્રમાણે ઠંડી, ગરમી અને સુખદુઃખને

આપનારા આ જગતના બાહ્ય પદાર્થો પણ હે કૌંતેય! આવવા જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે; માટે હે ભારત! તેઓને તું સહન કર.

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते॥१५॥

અને હે પુરૂષશ્રેષ્ઠ! જેને તે પદાર્થો પીડા કરતા નથી અને જેને સુખ, દુઃખ બંને સમાન છે; તેવો ધીર પુરૂષજ અમૃતત્વને એટલે બ્રાહ્મી સ્થિતિ અથવા મોક્ષને પામે છે. ૧૫

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥१६

જે મૂળેજ નથી તે કદી થવાનું નથી; અને જે છે તે કદી 'નથી' (નાશ) થવાનું નથી. એ 'છે' અને 'નથી' નું-એટલે કે સત્ અસત્ બંનેનું- ખરૂં રહસ્ય તત્ત્વદર્શીઓએજ જોયું છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति॥१७

જે આત્માવડે આ સર્વ જગત વ્યાસ છે તેને

તું અવિનાશી જાણ. આ અવિનાશી આત્માનો વિનાશ કરવાને કોઈ પણ સમર્થ નથી. ૧૭

अंतवंत इमे देहा नि[redacted]ाः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८

શરીરમાં રહેલા એ નિત્ય, નાશરહિત અને અમાપ એવા આત્માનાં આ શરીરોનેજ નાશવંત કહેલાં છે;માટે હે ભારત! તું યુદ્ધ કર.૧૮

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९

આ આત્માને જે હણનારો જાણે છે અને જે એને હણાયલો માને છે; તે બંનેનું જાણવું ખરૂં નથી. કેમકે તે હણતોએ નથી ને હણાતોએ નથી.

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

વળી તે કદી પણ જન્મતો કે મરતો નથી; તેમજ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એમ પણ નથી.તે(આત્મા) તો અજન્મા, સદાય

રહેનારો, અમર અને પુરાતન છે. શરીર હણાવાથી તે હણાતો નથી. ૨૦

**वेदाविनाशिनं नित्यं य [illegible]नमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ कं [illegible]ति हंति कम् ॥२१**

એ પ્રમાણે આત્માને નાશરહિત, નિત્ય, અજન્મા અને અવિકારી જાણનારો પુરૂષ કોને અને કેવી રીતે હણે અથવા હણાવે ? ૨૧:

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृ-**
**ह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय**
**जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

મનુષ્ય જેમ જૂનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં વસ્ત્રોને પહેરે છે; તેમ જીવાત્મા પણ જૂનાં શરીરોને ત્યજીને બીજાં શરીરો ધારણ કરે છે.

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः॥२३**

એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી; અગ્નિ બાળી શકતો નથી; પાણી પલાળી શકતું નથી અને પવન સુકાવી શકતો નથી. ૨૩

अच्छेद्योयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यःसर्वगतः स्थाणुरचलोऽयं सनातनः॥२४

નિશ્ચય આ આત્મા છેદાય નહિ તેવો, બળાય નહિ તેવો, પલળે નહિ તેવો તથા સુકાય નહિ તેવો છે. વળી તે નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને અનાદિ છે. ૨૪

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

આ આત્માને અવ્યક્ત (ઇન્દ્રિયોથી ન જણાય તેવો) અચિંત્ય (મનવડે ચિંતવી શકાય નહિ તેવો) અને અવિકારી પણ કહ્યો છે; માટે તેને તેવોજ જાણીને તારે તેનો શોક કરવો યોગ્ય નથી.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६

વળી એ આત્માને તું સદાય જન્મમરણ પામ્યા કરનારો માને તો પણ હે મહાબાહો! તેનો તારે શોક કરવો ઘટિત નથી. ૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७

કારણકે જન્મે તેનું મૃત્યુ નક્કી છે; તેમ મરનારનો જન્મ નક્કી છે; માટે એ ટાળી ટળે નહિ એવી વસ્તુનો તારા મત પ્રમાણે પણ તારે શોક કરવો ઘટિત નથી. ૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥२८॥

હે ભારત! આ સર્વ પ્રાણીઓ આરંભમાં અવ્યક્ત (અદ્રશ્ય), મધ્યકાળમાં વ્યક્ત (દેખાય તેવાં)અને મરણ થએ પાછાં અવ્યક્તજ થનારછે; તો પછી તેમાં શોક કરવાનો ક્યાં રહ્યો? ૨૮

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः। आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

કોઈ આ આત્માને આશ્ચર્ય જેવો જુવે છે; કોઈ તેને આશ્ચર્ય જેવો કહે છે; કોઈ તેને આશ્ચર્ય જેવો શ્રવણ કરેછે અને કોઈ તેને તેવો સાંભળવા છતાં પણ જાણી શકતો નથી. ૨૯

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ३०

હે ભારત! સર્વના શરીરમાં રહેલો આ આત્મા કદી પણ મરે નહિ તેવો છે. તે માટે સર્વ પ્રાણીઓનો શોક કરવો તને યોગ્ય નથી.

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥

વળી સ્વધર્મ તરફ જોતાં પણ યુદ્ધથી ડગવું તને યોગ્ય નથી, કેમકે ક્ષત્રિયને માટે ધર્મ યુદ્ધથી વિશેષ શ્રેયસ્કર બીજું કાંઈજ નથી.

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ३२

હે પાર્થ! દૈવઇચ્છાથી પ્રાપ્ત થએલા સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિઓનેજ પ્રાપ્ત થાય છે. ૩૨

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि॥

માટે જો આ ધર્મયુદ્ધ તું નહિ કરે તો તારો

ધર્મ અને કીર્તિ ખોઈ પાપને પામીશ. ૩૩

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम्
संभावितस्य चाकीर्तिर्मरणाद तिरिच्यते ॥३४॥

લોકો સદાકાળ તારી અપકીર્તિ ગાશે અને પ્રતિષ્ઠા પામેલા પુરૂષને માટે અપકીર્તિ મરણથી પણ વધારે છે. ૩૪

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवं ॥

મહારથીઓ તને રણમાંથી ભયને લીધે હઠી ગયેલો માનશે અને જેઓમાં તું બહુ માન પામેલો છું તેઓમાં તું હલકાઈને પામીશ. ૩૫

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥

તારા શત્રુઓ તારા સામર્થ્યની નિંદા કરીને ઘણા ન બોલવાના બોલ બોલશે. એથી વધારે દુઃખ બીજું કયું ? ૩૬

हतो वा प्राप्स्यासि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः॥३७॥

યુદ્ધ કરતાં જો તું હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ, માટે હે કૌંતેય ? યુદ્ધનો નિશ્ચય કરીને ઉભો થા;

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥३८**

અને સુખ-દુઃખ, લાભ-અલાભ તથા જય-પરાજય એ સર્વને સમાન ગણીને યુદ્ધમાં જોડા. એથી તને પાપ લાગશે નહિ. ૩૮

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।**
**बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ३९**

આ પ્રમાણે તને સાંખ્યમાર્ગની બુદ્ધિ કહી. હવે યોગમાર્ગની બુદ્ધિ સાંભળ; કે જે બુદ્ધિ-પૂર્વક કર્મ કરવા છતાં પણ હે પાર્થ ! તું કર્મના બંધને તજી શકીશ. ૩૯

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ४०**

વળી આ બુદ્ધિપૂર્વક કર્મ કરવામાં આ જન્મે સદ્દગતિ ન થાય તો પણ થએલું કાર્ય

નાશ પામતું નથી અને અન્ય જન્મે તે પુરૂં કરવામાં હરકત આવતી નથી. આમ આ નિષ્કામ કર્મ રૂપી ધર્મની શરૂઆત પણ મનુષ્યને છેવટે જન્મ મરણુના મહાન્ ભયથી તારેછે.

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ४१

હે અર્જુન! ( આ બેમાંથી અનુકુળ હોય તે ) એક માર્ગનો નિશ્ચય કરનારી બુદ્ધિ એકજ નિષ્ઠાવાળી હોવાથી શાંત હોય છે, અને એવા નિશ્ચયરહિત મનુષ્યોની બુદ્ધિ અનેક ફાંટાવાળી અને અનંત પ્રકારની હોવાથી અશાંત હોય છે. ૪૧

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ४२

હે પાર્થ ! વેદમાં કહેલાં સકામ કર્મોનાજ વાદમાં મગ્ન રહી ' વેદમાં એ વિના બીજી કોઈજ બાબતનું પ્રાધાન્ય નથી' એવું બોલનારા અજ્ઞાનીઓ બહુજ છટાથી વાતો કરે છે. ૪૨

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाः ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**

વિષયોની કામનાવાળા તથા સ્વર્ગનેજ પ્રાપ્તવ્ય માનનારા તેઓ ભોગ તથા ઐશ્વર્ય મેળવવાને માટે જન્મ તથા કર્મનાં ફળને આપનારી વિશેષ પ્રકારની અનેક ક્રિયાઓ કરવાનું કહે છે. ૪૩

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ४४**

એવી વાણીથી ખેંચાયલા ચિત્તવાળા અને ભોગ તથા ઐશ્વર્યમાં અતિ આસક્તિવાળા મનુષ્યો નિષ્કામ કર્મમાં પ્રવર્તનારી બુદ્ધિ તેમજ એકનિષ્ઠતાની શાંતિ મેળવી શકતા નથી. ૪૪

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥**

કર્મકાંડાત્મક વેદો આમ ત્રણ ગુણનીજ બાબતોવાળા છે; માટે હે અર્જુન! તું ત્રિ-ગુણાતીત; સુખ-દુઃખાદિ દ્વંદ્વની પરવા વિનાનો,

નિત્ય સત્વગુણી સ્વભાવવાળો; યોગક્ષેમની કામના વિનાનો અને આત્માનીજ કામનાવાળો થા.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥**

ચોતરફ જળથી ભરપૂર હોય એવા સ્થળે કુવાનું જેટલું પ્રયોજન છે; તેટલુંજ પ્રયોજન બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણને સર્વ વેદોનું છે. ૪૬

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७**

કર્મ કરવાં એજ તને યોગ્ય છે; ફળની ઇચ્છા રાખવી એ તને યોગ્ય નથી; માટે કર્મનાં ફળ મેળવવાનો હેતુ તું ન રાખ. વળી અકર્મ-એટલે કર્મથી રહિત-થવાની આસક્તિ પણ તું રાખતો નહિ. ૪૭

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।**
**सिद्ध्यसिद्ध्योःसमो भूत्वा समत्वं योग उच्यते**

હે ધનંજય! આ પ્રમાણે યોગસ્થ થઇને એટલે કે ફળની આસક્તિ તજીને તથા કા-

ર્યની સિદ્ધિ અસિદ્ધિમાં સમબુદ્ધિ રાખીને તું કર્મો કર. એવી સમબુદ્ધિ અને અનાસક્તિનું નામજ યોગબુદ્ધિ કહેવાય છે. ૪૮

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

હે ધનંજય! એવી બુદ્ધિ વિનાનાં જે સકામકર્મ તે તો કનિષ્ટજ છે. માટે તું નિષ્કામ અને સમબુદ્ધિનોજ આશ્રય લે. ફળના હેતુવાળાઓ તો કૃપણ—એટલે હલકા અથવા દીન—જ છે.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ५०

એવી નિષ્કામ અને સમબુદ્ધિવાળો મનુષ્ય પાપ અને પુણ્ય બેઉથી નિર્લેપ રહે છે; માટે તું એ યોગ બુદ્ધિનોજ આશ્રય લે. કર્મમાં એવું બુદ્ધિ કૌશલ્ય, એનુંજ નામ યોગબુદ્ધિ છે. ૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१

એવી બુદ્ધિવાળા મનુષ્યોજ કર્મનાં ફળોને

ત્યજીને તથા જન્મ-મરણના બંધનથી સંપૂર્ણ મુક્ત થઇને તે નિર્વિકાર પરમપદને પામે છે.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च॥५२

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવને સંપૂર્ણ તરી જશે ત્યારે તને પણ સાંભળેલાં અને સાંભળવા યોગ્ય કર્મનાં ફળો ઉપર કંટાળો આવશે.

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यासि५३

કર્મનાં ફળોને સાંભળી સાંભળીને વિપરીત થએલી તારી બુદ્ધિ જ્યારે એમ ઉપરામ થઇને સમતા તેમજ નિષ્કામતામાં અચળ થશે; ત્યારેજ તું તે નિર્વિકાર પદને પામીશ. ૫૩

अर्जुन उवाच। અર્જુન બોલ્યા:-

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ५४

હે કેશવ ! એવા સ્થિર બુદ્ધિવાળા સમભાવી પુરૂષનાં લક્ષણ કેવાં હોય ? તે કેવું બોલે ? કેવી

રીતે રહે ? અને કેવી રીતે ચાલે ? ૫૪

श्री भगवान् उवाच। શ્રી ભગવાન્ બોલ્યા:-

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टःस्थितप्रज्ञस्तदोच्यते५५

હે પાર્થ ! મનુષ્ય જ્યારે વૈરાગ્ય પામીને મનમાં રહેલી સર્વ કામનાઓને ત્યજી દે છે અને પોતે પોતામાંજ સંતુષ્ટ રહે છે; ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ।।५६

દુ:ખમાં જેને ઉદ્વેગ નથી અને સુખની જેને સ્પૃહા નથી;તથા રાગ,ભય અને ક્રોધ જેના છુટી ગયાછે; એવો મુનિ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે.

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।।५७

જે સર્વ પદાર્થોમાં આસક્તિરહિત છે; અનેશુભ કે અશુભ પ્રાપ્ત થવા છતાં જે હર્ષ કે દ્વેષ નથી કરતો; તેની બુદ્ધિ સ્થિર છે. ૫૭

यथा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता५८

કાચબો પોતાનાં અંગોને સર્વ તરફથી સમેટી લે તેમ મનુષ્ય જ્યારે સર્વ ઈન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લે છે; ત્યારે તેની બુદ્ધિ સ્થિર છે.૫૮

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते॥५९॥

નિરાહારી મનુષ્યના વિષયો છુટે છે; પણ વિષયોમાંથી સુખબુદ્ધિ છુટતી નથી; અને સ્થિર બુદ્ધિવાળાની તો સર્વથી શ્રેષ્ઠ આનંદરૂપ પરમાત્માનો અનુભવ કરીને વિષયોમાંથી સુખબુદ્ધિ પણ નિવૃત્ત થાય છે. ૫૯

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥६०॥

એજ પ્રમાણે હે કૌન્તેય! એકલી ઇંદ્રિયોને રોકવાથી તો ગમે તેવા વિદ્વાનના મનને પણ મસ્તાની ઇન્દ્રિયો પરાણે વિષયોમાં ખેંચી જાય છે ૬૦

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः।

**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ६१**

માટે સર્વ ઇન્દ્રિયોને સંયમમાં રાખવા ઉપરાંત યોગીએ ચિત્તવડે પણ મારાપરાયણ (પરમાત્મા પરાયણ) થવું જોઇએ. આ પ્રમાણે જેની ઇન્દ્રિયો મન સહિત વશ છે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે.

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥**

વિષયોનું ચિંતન કરનારા પુરૂષને પછી વિષયોમાં આસક્તિ ઉપજે છે; આસક્તિ વધતાં તે વિષયોની કામના જાગે છે અને કામનામાં અંતરાય આવતાં ક્રોધ ઉપજે છે. ૬૨

**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥**

ક્રોધ વધતાં મોહ થાય છે; મોહ વધવાથી શુભાશુભ વિસરી જવાઈ ભ્રમ ઉપજે છે; આથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી પુરૂષનો પણ નાશ થાય છે. ૬૩

**रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।**

आत्म वश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ६४

પરંતુ જેના રાગ-દ્વેષ વિતી ગયાછે અને જેનુ મન વશ છે; એવો પુરૂષ તો સ્વાધિન ઇન્દ્રિયોવડે વિષયોને ભોગવતો છતો પણ શાન્તિજ પામે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

શાન્તિથી તેનાં સર્વ દુઃખ હણાઇ જાય છે; અને શાન્ત ચિત્તવાળાની બુદ્ધિ પણ તરત સ્થિર થાય છે. ૬૫

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतःशांतिरशांतस्य कुतःसुखम् ॥६६

મનને ઈશ્વરમાં નહિ જોડનારા અયુક્ત મનુષ્યની બુદ્ધિ પણ સ્થિર થતી નથી, તેમ તને ભાવના પણ થતી નથી. જેને ભાવના નથી તેને શાન્તિ પણ નથી અને શાન્તિ નહિ તેને સુખ ક્યાંથી?

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

જેમ વાયુ જળમાંના નાવને ખેંચી જાય છે,

તેમ વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોમાંથી પણ ઇન્દ્રિયને આધીન મન થાય છે તે ઇંદ્રિય અયુક્ત મનુષ્યની બુદ્ધિને હરિ જાય છે. ૬૭

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ६८

તે માટે હે મહાબાહો! મનને વિરક્ત કરી પરમાત્મામાં જોડવા સાથે જેની ઇન્દ્રિયો પણ સર્વ વિષયોથી રોકેલી છે; તેનીજ બુદ્ધિ સ્થિર થાય છે. ૬૮

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

આવી જે સ્થિર બુદ્ધિવાળી સ્થિતિ સર્વ પ્રાણીઓને માટે રાત્રિ જેવી અગમ્ય છે; તે સ્થિતિમાં સંયમી પુરૂષ જાગે છે; અને જે રાગદ્રેષવાળી સ્થિતિમાં સર્વ પ્રાણીઓ જાગે છે તે સ્થિતિને સંયમી મુનિ રાત્રિ જેવી જાણે છે. ૬૯

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति
यद्वत् । तद्वत्कामा यं प्रविशंति सर्वे स

शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥

જેમ સર્વ તરફથી ભરપૂર અને અચળ એવા સમુદ્રમાં દેશદેશનાં પાણી સમાતાં રહે છે; તેમ જેના મનમાં ઉઠતી સર્વ કામનાઓ મનને ચળિત ન કરતાં પાછી મનમાંજ સમાઇ જાય છે; તેજ મનુષ્ય શાન્તિને પામે છે. ભોગોની ઇચ્છાવાળો નહિ.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति॥

જે મનુષ્ય સર્વ કામનાઓને ત્યજી સ્પૃહા, મમતા અને દેહાભિમાન રહિત થઇને વિચરે છે; તેજ પુરૂષ તે પરમ શાન્તિન પામે છે; કે જેનું નામ હે પાર્થ ! બ્રાહ્મીસ્થિતિ છે. એ સ્થિતિને પામેલો મનુષ્ય પછી વિષયોમાં મોહ પામતો નથી અને અંતકાળે પણ તે એજ સ્થિતિમાં સ્થિર થઇને બ્રહ્મનિર્વાણને પામે છે.

इति श्रीमद्भ० सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः

# અધ્યાય ૩ જો:-કર્મયોગ.

अर्जुन उवाच। અર્જુન બોલ્યા:-

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव १

હે જનાર્દન! તમે જો કર્મ કરતાં જ્ઞાનબુદ્ધિનેજ શ્રેષ્ઠ માનતા હો, તો હે કેશવ! આ યુદ્ધરૂપી ઘોર કર્મમાં મને શા માટે જોડો છો? ૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् २

આપ દ્વિઅર્થી જેવાં વચનોથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું કરો છો; માટે તે બેમાંથી એક વાત કે જેથી હું કલ્યાણને પામું તે મને નિશ્ચય કરીને કહો. ૨

श्री भगवान् उवाच। શ્રી ભગવાન્ બોલ્યા:-

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ३

હે પાપરહિત અર્જુન ! આ લોકમાં જ્ઞાનીઓની જ્ઞાનયોગવડે અને યોગીઓની કર્મયોગવડે એવી બે પ્રકારની નિષ્ઠા મેં આગળ કહી છે. ૩

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४**

પણ માત્ર કર્મનો આરંભ ન કરવાથી પુરૂષ નિષ્કર્મ ભાવ (મોક્ષ) ને પામતો નથી; તેમજ કર્મનો ત્યાગ કરવા માત્રથી પણ તે સિદ્ધિ (મોક્ષ) ને પામતો નથી. ૪

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥**

કોઈપણ મનુષ્ય કર્મ કર્યા વિના ક્ષણવાર પણ રહી શકતોજ નથી. કારણ કે પ્રકૃતિજન્ય ગુણો સર્વ પ્રાણીઓ પાસે પરાણે પણ કર્મ કરાવેછે.૫

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते६**

જે મૂઢ મનુષ્ય કર્મેન્દ્રિયોને રોકીને મનવડે ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરે છે; તે મિથ્યા-

ચારી–ઢોંગી કહેવાય છે. ૬

**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥**

હે અર્જુન ! જે જ્ઞાનેન્દ્રિયોને મનવડે નિયમમાં રાખી વિષયોમાં આસક્તિ વિનાનો થઇને કર્મેન્દ્રિયોવડે કર્મયોગ આચરે છે તેજ શ્રેષ્ઠ છે. ૭

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मण ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८**

માટે તું પણ ક્ષત્રિયના ધર્મને અનુસરીને તારે માટે નિર્માણ થયેલું કર્મ કર, કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એજ શ્રેષ્ઠ છે. કર્મરહિત થવાથી તો તારા શરીરનો નિર્વાહ પણ સિદ્ધ થશે નહિ. ૮

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥९॥**

યજ્ઞાર્થ (પ્રભુ પ્રીતિના હેતુવાળાં) કર્મ સિવાયનાં અન્ય (ફળેચ્છા માટે કરાતાં) કર્મોજ આ લોકોને બંધનરૂપ થાય છે. માટે હે કૌંતેય ! તું ફળની આસક્તિ તજીને યજ્ઞ અર્થેજ કર્મ કર.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् १०

પૂર્વે યજ્ઞ તથા પ્રજાને સૃજીને પ્રજાપતિએ કહ્યું છે કેઃ–"આ યજ્ઞ કરતા રહીને તમે વૃદ્ધિને પામો. અને એ યજ્ઞ તમને કામધેનુની પેઠે ઈષ્ટ ફળને આપનારો થાઓ." ૧૦

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥

"આ યજ્ઞવડે તમે દેવોની સંભાવના કરો અને દેવો તમારી સંભાવના કરો. આ પ્રમાણે એક બીજાની સંભાવના કરતા રહી તમો પરમ કલ્યાણને પામશો." ૧૧

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२

"આમ યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને મનવાંછિત પદાર્થ આપશે; પરંતુ તેમણે આપેલા પદાર્થ તેમને અર્થે દાનમાં–યજ્ઞમાં-આપ્યા વિના જેઓ ભોગવે છે તે તો ચોરજ છે." ૧૨

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् १३

યજ્ઞનું વધેલું જમનારા શ્રેષ્ઠ જનો સર્વ પાપોથી મુક્ત થાય છે; અને જે પાપીઓ માત્ર પોતાને માટેજ રાંધે છે તેઓ તો પાપજ ખાય છે. ૧૩

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

પ્રાણીમાત્ર અન્નવડે પેદા થાય છે;અન્ન વર્ષાદવડે થાય છે; વર્ષાદ યજ્ઞવડે થાય છે અને યજ્ઞ કર્મ-વડે થાય છે. ૧૪

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् १५

એ કર્મ વેદ બ્રહ્મથી ( પ્રેરાઇને ) થએલું હોવાથી અને વેદ સર્વ વ્યાપી અક્ષર બ્રહ્મથી (પ્રેરાઇને) ઉદ્‌ભવેલા હોવાથી હરકોઈ યજ્ઞના મૂળમાં સર્વદા ( પ્રેરક રૂપે ) તે સર્વવ્યાપી પરમાત્માજ રહ્યા છે એમ સમજ. ૧૫

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।

**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति १६**

હે પાર્થ ! આ પરમાત્મપ્રેરિત ચક્રને અનુસરીને જે યજ્ઞ–પરાર્થે નિષ્કામ દાન સેવાદિ કર્મ-કરતો નથી; તે ઇંદ્રિય પરાયણ (સ્વાર્થી) મનુષ્ય પાપી જીવનવાળો હોઇને વૃથાજ જીવે છે. ૧૬

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते १७**

પરંતુ જે મનુષ્ય આત્મામાંજ રમી રહેલો, આત્મામાંજ તૃપ્તિવાળો અને આત્મામાંજ સંતુષ્ટ છે; તેવાને કશુંજ કર્તવ્ય રહેતું નથી. ૧૭

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८**

કેમકે તેને આ લોકમાં કર્મ કરવાથી કે નહિ કરવાથી કાંઇજ લાભ હાની નથી; તેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે તેનો પોતાનો કાંઇ સ્વાર્થ સંબંધ પણ નથી. ૧૮

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९**

તે દશાની પ્રાપ્તિ માટે તારૂં કર્તવ્ય કર્મ સર્વદા ફલાસક્તિરહિત થઇને રૂડે પ્રકારે કરતો રહે. કેમકે અનાસક્તપણે કર્માચરણ કરવાથીજ મનુષ્ય તે પરમ દશાને પામે છે. ૧૯

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

જનકાદિ રાજાઓ પણ કર્મવડેજ એ પરમદશાને પામેલા છે. વળી લોકોના હિત તરફ જોઇને પણ તારે કર્મજ કરવું ઉચિત છે. ૨૦

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥**

કેમકે શ્રેષ્ઠ પુરૂષ જે જે કરે છે; તે તે અન્યજનો પણ કરે છે; અને જે વાતને તે પ્રમાણ કરે છે તેજ પ્રમાણે લોકો વર્તે છે.

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥**

હે પાર્થ! ત્રણે લોકમાં મારે નથી તો કાંઈ કર્તવ્ય; કે નથી કોઈ અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવા

જેવી; છતાં પણ હું કર્મ કરૂં છું જ. ૨૨

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः २३**
**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः॥**

કારણકે જો હું સાવધ રહી કર્મમાં ન પ્રવર્તુ તો હે પાર્થ ! સર્વ મનુષ્યો મારી પેઠેજ વર્તે. પરિણામે મારા કર્મ ન કરવાથી આ સર્વ લોકો નાશ પામે અને તેથી હુંજ વર્ણસંકરનો કર્તા તથા આ પ્રજાઓનો હણનાર થાઉં.૨૩,૨૪

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वांस्तथासक्ताश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५**

માટે હે ભારત ! કર્માસક્ત અજ્ઞાની લોકોની પેઠેજ લોકહિતને ઇચ્છનારા જ્ઞાની પુરૂષે પણ અનાસક્તપણે કર્મ કરવાં જોઇએ. ૨૫

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् २६**

વળી કર્મ અને ફળમાં આસક્ત અજ્ઞાનીઓની

બુદ્ધિમાં યોગસિદ્ધ કૃતકૃત્ય જ્ઞાની પુરૂષે સંશય પણ ઉપજાવવો નહિ; અને રૂડે પ્રકારે કર્મ આચરતા રહીને તેઓ સર્વેને કર્મોમાંજ જોડવા.

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते॥२७॥**

પ્રકૃતિના ત્રણ ગુણોવડેજ સર્વ કર્મો કરાતાં હોવા છતાં દેહાભિમાનથી મૂઢ થએલા મનુષ્યો "હું તે કરૂં છું" એમ વૃથાજ માને છે. ૨૭

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते॥२८**

હે મહાબાહો! ગુણ કર્મના વિભાગને યથાર્થ જાણનાર તો "ગુણોજ ગુણોમાં વર્તે છે" એમ માનીને તેમાં આસક્ત થતો નથી. ૨૮

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु।**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् २९**

પ્રકૃતિના ગુણોમાં ભૂલા પડેલાઓજ તે ગુણોનાં કર્મોમાં આસક્ત રહે છે; પરંતુ તેવા અલ્પજ્ઞ અને મંદ મનુષ્યોને ( તેઓ ઉભય-

ભ્રષ્ટ ન થાય તેટલા માટે) પૂર્ણ જ્ઞાનીઓએ કર્મોમાંથી ચલિત કરવા નહિ. ૨૯

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः॥३०

માટે તું પણ વિવેક બુદ્ધિથી સર્વ કર્મો મને સમર્પણ કરીને; ફલની આશા તથા સગાં સંબંધીઓની મમતા અને શોકને ત્યજીને યુદ્ધ કર. ૩૦

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ३१

જે શ્રદ્ધાવાન મનુષ્યો દોષ ન કાઢતાં સદા મારા આ મત પ્રમાણે વર્તે છે; તેઓ કર્મબંધનથી અવશ્ય મુક્ત થાય છે. ૩૧

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम्।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः॥३२

જેઓ મારા મતમાં દોષ કાઢીને તે પ્રમાણે વર્તતા નથી; તેઓને સર્વ જ્ઞાનમાં અતિ મૂઢ, અવિવેકી અને નાશ પામેલા જાણ. ૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।

**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ३३**

જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ અનુસારજ વર્તે છે; અને સર્વ પ્રાણીઓ પોતપોતાની પ્રકૃતિને અનુસરે છે; ત્યાં નિગ્રહ શું કરી શકશે?

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४**

પરંતુ ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયોમાં જે રાગ-દ્વેષ રહેલા છે તેમને પણ વશ થઈ જવું નહિ; કેમકે તે આ પ્રાણીના માર્ગમાં શત્રુરૂપ છે.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५**

પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તો પણ તે પરાયો ધર્મ આચરવા કરતાં શ્રેયકારક છે. સ્વધર્મે વર્તતાં મરવાથી પણ કલ્યાણ છે; પરંતુ પારકો ધર્મ તો ભયકારકજ છે. ૩૫

**अर्जुन उवाच ।** અર્જુન બોલ્યા:-

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ३६**

હે વાર્ષ્ણેય! એમ છે તો પછી આ મનુષ્ય, ઇચ્છા ન છતાં પણ પરાણે કરતો હોય તેની પેઠે કોની પ્રેરણાથી પાપ આચરે છે? ૩૬

**श्रीभगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:-**

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ३७**

આ કામ અને આ ક્રોધજ એમ કરાવે છે. એ રજોગુણથી ઉપજેલા હોઈ ઘણા ઘણા ભોગથી પણ ધરાય નહિ તેવા મહા પાપી છે; એને તું આ સંસારમાં મોટા વૈરી જાણ. ૩૭

**धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८**

જેમ ધુમાડાથી અગ્નિ અને મેલથી આરસી ઢંકાય છે; તથા જેમ ઓરવડે ગર્ભ ઢંકાયલો હોય છે; તેમ એ કામવડે આ જ્ઞાન ઢંકાયલું છે.

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

હે કૌંતેય! જ્ઞાનીના નિત્યના વૈરી અને વિ-

ષયોથી ધરાયજ નહિ એવા તે કામરૂપી અગ્નિ-
એજ મનુષ્યના જ્ઞાનને ઢાંકી રાખ્યું છે. ૩૯

**इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, એ આ શત્રુનાં રહેઠાણ કહેવાય છે; અને એના આશ્રયવડે તે જ્ઞાનને ઢાંકી દઇને મનુષ્યને મોહ પમાડે છે. ૪૦

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ४१**

તે માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં લાવીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા એ પાપી કામને હણી નાખ. ૪૧

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः॥४२**

યદ્યપિ ઇંદ્રિયોને (બીજા અધ્યાયના ૬૦ મા શ્લોકમાં) પ્રબલ કહી છે; પરંતુ ઇંદ્રિયો કરતાં પણ મન; મન કરતાં બુદ્ધિ; અને બુદ્ધિ કરતાં પણ આત્મા અત્યંત પ્રબલ છે એ પ્રસિદ્ધજ છે.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३

માટે આત્માને એમ બુદ્ધિથી પણ પ્રબલ જાણી (ઉપર કહ્યું તેમ ઇંદ્રિયોને વશ કરવા ઉપરાંત) મનને પણ વિષયચિંતનને બદલે એ પ્રબળ આત્મામાંજ સ્થિર કરીને હે મહાબાહો! કામરૂપી દુર્જય શત્રુને હણ. ૪૩

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥

## અધ્યાય ૪ થો—કર્મબ્રહ્માર્પણયોગ.

श्रीभगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:—

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१

આ સનાતન યોગમાર્ગ મેં પૂર્વે સૂર્ય (સૂર્યવંશના મૂળ પુરૂષ)ને કહ્યો હતો; અને સૂર્યે મનુને તથા મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

એ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલો આ યોગ રાજર્ષિઓ જાણતા હતા; પરંતુ હે પરંતપ ! ઘણા કાળે તે આ લોકમાંથી નાશ પામ્યો.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३

તેજ આ પુરાતન અને ઉત્તમ રહસ્યરૂપ કર્મયોગ, તું મારો ભક્ત અને સખા હોવાથી આજ મેં તને કહ્યો છે. ૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યા—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

આપનો જન્મ તો પછીથી છે અને સૂર્યનો જન્મ પહેલાં થયેલો; તો આ યોગ આદિકાળમાં આપે સૂર્યને કહેલો, એ હું શાથી જાણું?

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:—

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।

तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥

હે પરંતપ ! મારા ને તારા બહુ જન્મ વીતી ગયા છે. હું તે સર્વને જાણું છું. તું નથી જાણતો. ૫

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममा ’ या ॥६

હું જન્મ મરણથી રહિત તથા સર્વ ભૂતોનો ઈશ્વર હોવા છતાં મારી પ્રકૃતિનો આશ્રય લઇને પોતાની માયાવડે જન્મ લઉં છું. ૬

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ७

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થઇને અધર્મનું બળ જામે છે; ત્યારે ત્યારે હે ભારત ! હું શરીર ધરૂં છું. ૭

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

સજ્જનોનું તારણ અને દુષ્ટ કર્મવાળાઓનો સંહાર કરવા તથા ધર્મની સંસ્થાપના

કરવા માટે હું યુગે યુગે પ્રકટ થાઉં છું. ૮

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९**

મારા એ દિવ્ય જન્મ અને કર્મને જે તત્ત્વથી જાણે છે તે હે અર્જુન! દેહ ત્યજ્યા પછી પુનર્જન્મને ન પામતાં મનેજ પામે છે.

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥**

રાગ, ભય અને ક્રોધને વંટાવી જઇ સર્વ ભાવે મારે પરાયણ અને મારેજ આશ્રયે રહીને જ્ઞાનરૂપી તપવડે પવિત્ર થયેલા; એવા પુષ્કળ મનુષ્યો મારા પરમાત્મભાવને પામ્યા છે.૧૦

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११**

કેમકે જે મનુષ્ય મને જે પ્રકારથી ભજે છે તેને હું તેવુંજ ફળ આપું છું; અને હે પાર્થ! મનુષ્યો સર્વ પ્રકારથી મારાજ માર્ગપર ચાલે છે.

**कांक्षंतः कर्मणां सिद्धिं जयंत इह देवताः ।**

क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२

કર્મફળની આકાંક્ષાવાળાઓ દેવતાઓને પૂજે છે અને આ મનુષ્ય લોકમાં તેમને કર્મ-જન્ય ફળની સિદ્ધિ સત્વર પ્રાપ્ત થાય છે. ૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥

ગુણ અને કર્મના ભેદ પ્રમાણે મેં ચાર વર્ણ સૃજી છે; પરંતુ તેનો કર્તા છતાં પણ તું મને અવિકારી અકર્તાજ જાણ. ૧૩

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥

કારણકે મને કર્મફળની સ્પૃહા ન હોવાથી કર્મો બંધન કરતાં નથી. વળી જે મને એવો જાણે છે તે પણ કર્મ કર્યા છતાં બંધાતો નથી.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

પૂર્વના મુમુક્ષોઓએ પણ એવા જ્ઞાનપૂર્વ-કજ કર્મ કર્યાં છે; માટે તું પણ તેમના અને

તેમનો પૂર્વજોની પેઠે જ્ઞાનપૂર્વકજ કર્મ કર.

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्**

પરંતુ કર્મ શું અને અકર્મ શું? આ વિષયમાં મોટા પંડિતો પણ મુંઝાયા છે; માટે હવે તને તે કર્મ વિષે કહીશ; કે જે જાણીને તું અશુભ કર્મથી છુટીશ. ૧૬

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥**

કરવા યોગ્ય કર્મનું, વિપરીત કર્મનું તેમજ અકર્મ-કર્મરહિતપણાનું તત્ત્વ પણ જાણવા જેવું છે; કેમકે કર્મની ગતિ ગહન છે.

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् १८**

જે કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જુએ છે તેજ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન, તેજ યોગી અને તેજ સર્વ કર્મનો કર્તા છે.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः।**

**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः १९॥**

જેના સર્વ કર્મારંભ ફળેચ્છાથી તેમજ કર્તાપણાના સંકલ્પથી રહિત છે; એવા જ્ઞાનાગ્નિવડે દગ્ધ થએલાં કર્મવાળા પુરૂષનેજ બુદ્ધિમાનો પંડિત કહે છે. ૧૯

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥२०**

કેમકે કર્મફળની આસક્તિ ત્યજીને સદા સંતોષી તેમજ કર્તાપણાના સંકલ્પરૂપી આશ્રય વિનાનો મનુષ્ય કર્મમાં પ્રવૃત્ત છતાં પણ કશુંજ કરતો નથી. ૨૦

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

ફળેચ્છા વિનાનો, સ્વાધીન ચિત્તવાળો, તથા સર્વ પરિગ્રહને ત્યજનારો પુરૂષ શરીરવડે કર્મ કરવા છતાં જરાય પાપને પામતો નથી. ૨૧

**यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्धयते २२**

દૈવયોગે આવી મળતા લાભથી સંતુષ્ટ, રાગદ્વેષાદિ જોડકાંથી રહિત, ઈર્ષ્યા વિનાનો અને કાર્યની સિદ્ધિ–અસિદ્ધિમાં સમતાવાળો પુરૂષ કર્મ કરવા છતાં તેનાથી બંધાતો નથી. ૨૨

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥**

ફળાસક્તિરહિત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા અને યજ્ઞને માટેજ કર્મ કરનારા મુક્ત પુરૂષનાં સમગ્ર કર્મ નાશ પામે છે. ૨૩

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥**

અર્પણ બ્રહ્મ છે; હોમવાની વસ્તુ બ્રહ્મ છે અને બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે જે હોમ્યું છે તે પણ બ્રહ્મ છે; આવી બ્રહ્મબુદ્ધિરૂપ કર્મસમાધિવાળાને પ્રાપ્ત થનારૂં ફળ પણ બ્રહ્મજ છે. ૨૪

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

કોઇ યોગીઓ દૈવયજ્ઞનેજ ઉપાસે છે અને બીજાઓ યજ્ઞવડે યજ્ઞનેજ બ્રહ્માગ્નિમાં હોમે છે.

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६

કેટલાક કાન વગેરે ઇન્દ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે; તો કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે. ૨૬

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७

કેટલાક ઇંદ્રિયોનાં તથા પ્રાણનાં સર્વ કર્મોને જ્ઞાનવડે પ્રજ્વલિત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. ૨૭

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः॥२८

એજ પ્રમાણે દૃઢ વ્રતવાળા યતિઓ કોઇ દ્રવ્યયજ્ઞ, કોઈ તપયજ્ઞ, કોઇ યોગયજ્ઞ, કોઈ સ્વાધ્યાયયજ્ઞ અને કોઈ જ્ઞાનયજ્ઞ કરનારા હોય છે.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।

प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः॥२९
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥
यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥३१

પ્રાણાયામપરાયણ યોગીઓ પ્રાણાપાનની ગતિ રોકીને કેટલાક પ્રાણને અપાનમાં તો કેટલાક અપાનને પ્રાણમાં હોમે છે; અને કેટલાક નિયમિત આહારવાળા પ્રાણોનેજ પ્રાણોમાં હોમે છે. આ સર્વ યોગીઓ યજ્ઞના રહસ્યને જાણનારા, યજ્ઞવડે પાપને હણનારા અને યજ્ઞના શેષરૂપી અમૃતને જમનારા થઇને સનાતન બ્રહ્મને પામે છે. યજ્ઞ નહિ કરનારને માટે આલોકજ નથી; તો હે કુરૂશ્રેષ્ઠ! પરલોક ક્યાંથી? ૨૯, ૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ३२

એ પ્રમાણે જે ઘણા પ્રકારના યજ્ઞો વેદમાં વિસ્તારથી કહ્યા છે; તે સર્વ કર્મવડેજ થાય છે

એમ જાણવાથી તું પણ કર્મ કરી મુક્ત થઈશ.

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥**

હે પરંતપ ! દ્રવ્યવડે કરાતા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; કારણ કે હે પાર્થ ! સર્વ કર્મો જ્ઞાનમાંજ સમાપ્ત થાય છે. ૩૩

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥**

એ જ્ઞાન તું જ્ઞાનીઓ પાસે જઇને પ્રણામથી, પ્રશ્નથી અને સેવાથી મેળવ. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને તેનો ઉપદેશ કરશે. ૩૪

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि॥३५॥**

હે પાંડવ ! એ જ્ઞાનને જાણીને તું ફરી આમ મોહને પામીશ નહિ અને એનાવડે તું સર્વ ભૂતોને પોતામાં અને મારામાં રહેલાં જોઇશ.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥**

કદાપિ તું સર્વ પાપીઓથી વધારે પાપી હઈશ તોપણ એ જ્ઞાનરૂપી નૌકાવડે તે સર્વ પાપના સમુદ્રને સહેજે તરી જઈશ. ૩૬

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥**

હે અર્જુન ! જેમ સળગેલો અગ્નિ લાકડાંને ભસ્મરૂપ કરે છે; તેમ જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર કર્મોને ભસ્મરૂપ કરે છે. ૩૭

**नहि ज्ञानेन सदृशं पवित्रामिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८**

ખરેખર ! જ્ઞાનના જેવું પવિત્ર કરનારૂં આ જગતમાં કશુંજ જણાતું નથી. કર્મયોગને સિદ્ધ કરનારો પુરૂષ તે જ્ઞાન કાળે કરીને પોતેજ પોતામાં રૂડે પ્રકારે પામે છે. ૩૮

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९**

એ જ્ઞાન જે શ્રદ્ધાવાન મનુષ્ય જીતેંદ્રિય બનીને તેની પૂંઠેજ લાગ્યો રહે છે તેનેજ

મળે છે; અને જ્ઞાન પામતાં તે તરતજ પરમ શાન્તિને—કૈવલ્ય મોક્ષને પામે છે. ૩૯

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०

અજ્ઞાની, અશ્રદ્ધાળુ તથા સંશયી મનુષ્ય તો વિનાશજ પામે છે. સંશયાત્માને આલોક નથી, પરલોક નથી અને સુખ શાંતિ પણ નથી. ૪૦

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ॥
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१

હે ધનંજય ! આ પ્રમાણે કર્મયોગપૂર્વક કર્મોનો સંન્યાસ કરનારને અને જ્ઞાનવડે જેના સંશયો છેદાઈ ગયા છે એવા આત્મજ્ઞાનીને કર્મો બાંધી શકતાં નથી. ૪૧

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ॥
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२

તેટલા માટે હે ભારત ! હૃદયમાંના આ અજ્ઞાનજન્ય સંશયને જ્ઞાનરૂપી તલવારવડે છેદીને કર્મયોગનો આશ્રય કર અને યુદ્ધ કર-

વાને ઉભો થા. ૪૨

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ॥४॥

## અધ્યાય ૫ મો–કર્મસંન્યાસયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१

હે કૃષ્ણ! આપ કદિ કર્મના ત્યાગને તો બીજી-વાર કર્મના યોગને વખાણો છો; માટે એ બેમાં જે નિશ્ચિત કલ્યાણકારી હોય તેજ મને કહો. ૧

श्रीभगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:-

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२

કર્મસંન્યાસ અને કર્મયોગ બંને કલ્યાણ-કારક છે; પણ તેમાં કર્મસંન્યાસ કરતાં કર્મ-યોગ વિશેષ સુગમ છે. ૨

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३

જે કશાનો દ્વેષ પણ કરતો નથી તેમ ઇચ્છા પણ કરતો નથી; તેને કર્મ કરતો છતાં પણ તું સદા સંન્યાસીજ જાણ. કેમકે હે મહાબાહો! એવો નિર્દ્વંદ્વ પુરૂષ સુખપૂર્વક સંસાર બંધનથી મુક્ત થાય છે. ૩

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥४

અજ્ઞાનીઓજ સાંખ્ય (કર્મત્યાગ) અને કર્મયોગને જુદા કહે છે; પંડિતો નથી કહેતા. કેમકે બેમાના કોઇ પણ માર્ગમાં પૂર્ણ સ્થિતિવાળો મનુષ્ય બંને માર્ગના ફળને પામે છે. ૪

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यःपश्यति स पश्यति५

જે મોક્ષસ્થાન સાંખ્યવડે પમાય છે તે સ્થાન યોગથી પણ પમાય છે; માટે સાંખ્યને અને યોગને જે એક જાણે છે તેજ યથાર્થ જાણે છે.

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६

પરંતુ હે મહાબાહો ! કર્મયોગ વિનાનો કર્મસંન્યાસ થવો અતિ કઠિન છે; અને યોગયુક્ત સંન્યાસી થોડામાંજ બ્રહ્મને પામે છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥

શુદ્ધ ચિત્તવાળો, દેહ-ઇંદ્રિયને જીતનારો અને સર્વ ભૂતોના આત્માને પોતાનો આત્મા જાણનારો યોગયુક્ત સંન્યાસી સર્વ કર્મ કરવા છતાં પુણ્ય પાપથી લેપાતો નથી. ૭

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन्॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥

યોગયુક્ત તત્ત્વજ્ઞાની (સંન્યાસી) જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો,

ચાલતો, ઉંઘતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગ કરતો, ગ્રહણ કરતો અને નેત્રાદિને ઉઘાડતો, તથા વિંચતો હોવા છતાં પણ " ઇંદ્રિયોજ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે" એવી બુદ્ધિ રાખીને "પોતે કાંઈજ કરતો નથી" એમજ માને. ૮,૯

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०

જે પુરૂષ બ્રહ્મમાં અર્પણ કરીને અને ફળની આસક્તિ ત્યજીને કર્મો કરે છે; તે જળમાં કમળ જેમ નથી લેપાતું તેમ પાપ પુણ્યથી લેપાતો નથી.

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ११

માટે કર્મયોગી પુરૂષ કાયાથી, મનથી, બુદ્ધિથી તેમજ કેવલ ઈંદ્રિયોથી પણ જે કર્મો કરે છે તે આસકિત વિના માત્ર આન્તરશુદ્ધિ અર્થેજ કરે છે. ૧૧

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम्।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते १२

યોગયુક્ત પુરૂષ કર્મફળને ત્યજીને જ્ઞાન નિષ્ઠાદ્વારા મળનારી ઉત્તમ શાન્તિને પામે છે અને યોગરહિત પુરૂષ કામનાને લીધે ફળાસક્ત રહીને કર્મથી બંધાય છે. ૧૨

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥**

જીતેંદ્રિય પુરૂષ સર્વ કર્મો કરવા છતાં પણ મનવડે તેને ત્યજતો (બ્રહ્માર્પણ કરતો) હોવાથી નવદ્વારવાળા આ દેહ નગરમાં સુખેથી રહે છે; અને તે નથી કાંઈ કરતો કે નથી કાંઈ કરાવતો.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥**

લોકોના કર્તાપણાને, કર્મોને કે કર્મ અને તેના ફળના સંયોગને ઈશ્વર રચતો નથી; પરંતુ પ્રકૃતિથીજ એ સર્વ રચાય છે. ૧૪

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥**

વિભુ કોઈના પાપને પણ લેતો નથી;

તેમ પુણ્યને પણ લેતો નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાવાને લીધેજ પ્રાણીઓ મોહ પામે છે. ૧૫

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६**

જેઓનું તે અજ્ઞાન આત્મજ્ઞાનવડે નાશ પામ્યું હોય છે; તેઓનું તે જ્ઞાનજ સૂર્યની પેઠે તે પરમાત્માને દર્શાવી આપે છે. ૧૬

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

તે પરમાત્મામાંજ બુદ્ધિવાળા, તેમાંજ મન વાળા, તેમાંજ નિષ્ઠાવાળા અને તેનેજ પરાયણ રહેનારા મનુષ્યોનાં સર્વ પાપ ધોવાઈ જઇને તેઓ તે જન્મમરણરહિત મોક્ષપદને પામે છે.

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः १८**

એવા જ્ઞાનીઓ વિદ્યા તથા નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં અને ચાંડાળમાં પણ સમદૃષ્ટિવાળા હોય છે. ૧૮

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः१९

એ પ્રમાણે જેઓનું મન સમભાવમાં સ્થિર થયું છે તેઓએ આ લોકમાંજ જન્મમરણને જીત્યું છે; અને બ્રહ્મ સમ તથા નિર્દોષ હોવાથી તેઓને બ્રહ્મમાંજ સ્થિત થયેલા જાણવા. ૧૯

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०

પ્રિય વસ્તુને પામીને જે હર્ષ પામતો નથી અને અપ્રિય વસ્તુને પામીને ઉદ્વેગ પામતો નથી; આવો સ્થિર બુદ્ધિવાળો તથા મોહ રહિત બ્રહ્મવેત્તા સદા બ્રહ્મમાંજ સ્થિત છે. ૨૦

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम्
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते॥२१॥

આવો બાહ્ય વિષયોમાં આસક્તિવિનાનો પુરૂષજ આત્મામાં જે સુખ છે તેને અનુભવે છે; અને બ્રહ્મસાક્ષાત્કારને પામીને અક્ષય સુખ અનુભવે છે. ૨૧

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥

વિષયોના સ્પર્શજન્ય સુખભોગ ઉત્પત્તિ અને નાશવાળા હોવાથી દુઃખનાજ મૂળરૂપ છે. માટે હે કૌંતેય ! બુદ્ધિમાન તેમાં રમણ કરતા નથી. ૨૨

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः२३

આ લોકમાં પોતાના જીવન સમયમાંજ કામક્રોધથી ઉપજેલા વેગને જે સહન કરી શકે છે; તેજ પુરુષ યોગી છે અને તેજ સુખી છે. ૨૩

योऽन्त सुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति२४

એવો અંતરમાંજ સુખવાળો, અંતરમાંજ આરામવાળો, અંતરમાંજ જ્ઞાનજ્યોતિવાળો અને જીવતાંજ બ્રહ્મરૂપ થયેલો યોગી દેહ છુટેથી પણ બ્રહ્મનિર્વાણનેજ પામે છે. ૨૪.

लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।

च्छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५

પાપ જેમનાં ક્ષીણ થયાં છે; સંશય જેઓના છેદાઈ ગયા છે; ચિત્ત જેમનું વશ છે અને જેઓ સર્વ ભૂતોનું હિત કરવામાં પ્રીતિવાળા છે; એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને પામે છે.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् २६

કામ, ક્રોધ જેમના વીતિ ગયા છે; જેમનું ચિત્ત વશ છે અને જે આત્માને જાણનારા છે; એવા યતિઓને બ્રહ્મનિર્વાણ સદા પ્રાપ્ત જ છે. ૨૬

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ २७
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव स २८

જેણે બાહ્ય વિષયોને દૂર રાખીને તેમજ દૃષ્ટિને ભ્રમરોની મધ્યમાં સ્થાપીને તથા નાસિકામાં જતા આવતા પ્રાણ અને અપાનને

સમાન કરીને ઇંદ્રિયો, મન, બુદ્ધિને વશ કર્યાં છે; અને જેનાં ઇચ્છા, ભય, ક્રોધ, એ જતાં રહેલાં છે; એવો મોક્ષપરાયણ મુનિ કર્મ કરે વા ન કરે તોપણ સદા મુક્તજ છે. ૨૭, ૨૮

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९

મને યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વ લોકોનો મહેશ્વર તથા સર્વ પ્રાણીઓનો પરમ શુભેચ્છક જાણીને તે જીવનમુક્ત શાન્તિ પામેછે.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम पंचमोऽध्यायः॥५॥

## અધ્યાય ૬ ઠ્ઠો—આત્મસંયમયોગ.

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः१

ફળેચ્છા વિનાજ જે કર્તવ્ય કર્મ કરે છે;

તેજ સંન્યાસી અને તેજ યોગી છે; અગ્નિ વિનાનો અને ક્રિયા વિનાનો હોય તે નહિ.

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥**

માટે હે પાંડવ ! જેને સંન્યાસ કહે છે તેને પણ તું યોગજ જાણ; કેમકે સંકલ્પ તજ્યા વિના કોઇ પૂર્ણ યોગી થઈ શકતોજ નથી.

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥**

પરંતુ એવા સંપૂર્ણ યોગની ઈચ્છાવાળા મુનિને માટે પણ શરૂઆતમાં તો નિષ્કામ કર્મજ સાધન કહ્યું છે; અને યોગમાં આરૂઢ થયા પછીજ તેને માટે શમ (સર્વ સંકલ્પ ત્યાગ) એ સાધન કહ્યું છે.

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥**

કર્મ કરતાં કરતાં મનુષ્ય જ્યારે ઉપરામ બનીને ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં નથી જોડાતો અને અંતરંગ સાધના વડે જ્યારે

સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે ત્યારેજ તેને સંપૂર્ણ યોગારૂઢ થયેલો કહે છે. ૪

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५॥

મનુષ્ય પોતેજ પોતાનો બંધુ અને પોતેજ પોતાનો શત્રુ છે; માટે તણે પોતાનાથીજ પોતાનો નાશ ન કરતાં પોતાનો ઉદ્ધાર કરવો. ૫

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

જેણે મનને જીત્યું તેને માટે તે મન બંધુ સમાન સહાયક બને છે; અને તે ન જીત્યું હોય તેની સાથે તે મન શત્રુની પેઠે વર્તે છે. ૬

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७

મનને જીતનારા પ્રશાંત પુરૂષનો આત્મા ટાઢ, તડકો, સુખ, દુઃખ તથા માન અને અપમાનમાં સમાનજ રહે છે. ૭

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।

युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८

જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયેલો, અડગ, જીતેંદ્રિય અને પત્થર, માટી તેમજ સોનામાં સમબુદ્ધિવાળો યોગીજ યોગારૂઢ કહેવાય છે. ૮

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુ, સાધુ તેમજ પાપીમાં પણ જેની સમબુદ્ધિ છે; તેવો પુરૂષ પણ શ્રેષ્ઠ યોગી છે.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०

એવા ઉત્તમ યોગને ઇચ્છનારા પુરૂષે એકલા એકાંતમાં સ્થિર થઇને, મન અને ઇંદ્રિયાદિને વશ કરીને તથા આશા અને સંગ્રહથી રહિત થઇને ચિત્તને નિરંતર યોગાભ્યાસમાં જોડવું.

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ११

પવિત્ર સ્થાનમાં, અતિ ઉંચું નહિ તેમ અતિ

નીચું નાહે એવું, અને દર્ભ ઉપર મૃગચર્મ તથા વસ્ત્રનું પોતાનું આસન તૈયાર કરીને-૧૧

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥**

તે આસનપર બેસી મનને એકાગ્ર કરીને તથા ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને રોકીને અંતઃકરણની વિશુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો.

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् १३**

કાયા, માથું અને ડોકને સીધાં, અચળ અને સ્થિર રાખીને, દિશાઓ તરફ ન જોતાં નાસિકાની અણી ઉપર દૃષ્ટિને સ્થિર કરીને-

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४**

યોગીએ અતિ શાંત ચિત્તવાળા તથા નિર્ભય થઇને, બ્રહ્મચર્યવ્રત પાળતા રહીને, મનને રોકીને અને ચિત્તને મારામાં જોડીને મારા ધ્યાન પરાયણ થઇ બેસવું. ૧૪

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति॥१५॥

મનને વશ રાખનારો યોગી આ પ્રમાણે તેને સદા મારા ચિંતનમાં જોડતો રહીને મારા સ્વરૂપભૂત નિર્વાણપદની પરમ શાન્તિને પામે છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६

હે અર્જુન ! બહુ ખાનારથી તેમ કેવળ નહિ ખાનારથી, અને બહુ ઉંઘનારથી તેમ બહુ જાગનારથી પણ યોગાભ્યાસ નથીજ બનતો. ૧૬.

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥

યોગ્ય આહાર વિહારવાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય પ્રમાણમાં ઉંઘવા-જાગવાવાળાનેજ યોગાભ્યાસ સુખદાયક નીવડે છે.

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ।१८

યોગાભ્યાસથી અત્યંત વશ થયેલું ચિત્ત જ્યારે આત્મામાંજ સ્થિતિ કરે છે અને સર્વ વિષયોથી નિસ્પૃહ થાય છે; ત્યારેજ તે "યુક્ત" એટલે આત્મામાં જોડાયું એમ કહેવાય છે. ૧૮

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः १९॥**

યોગીના એવા રોકાયલા ચિત્તને "પવન વિનાના સ્થળમાં રહેલી દીપકની સ્થિર જ્યોતિના જેવું" એવી ઉપમા આપેલી છે. ૧૯

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति२०**
**सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः॥२१॥**
**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते।२२**
**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा।२३**

આમ યોગાભ્યાસથી રૂંધાયલું ચિત્ત જ્યાં અન્ય ચિંતનોથી ઉપરામ થઇને આત્માવડે આત્માને જોઇ આત્મામાંજ સંતુષ્ટ બની રહે છે; જ્યાં ઇન્દ્રિયોથી અગમ્ય તથા બુદ્ધિવડેજ અનુભવી શકાય એવા અપાર આત્મસુખને તે અનુભવે છે; જ્યાં સ્થિર થયેલો યોગી તત્ત્વથી કદિ ચળતો નથી; તથા જે સ્થિતિના લાભને એકવાર પામ્યા પછી બીજા કોઇપણ લાભને તેના કરતાં અધિક માનતો નથી; જે સ્થિતિમાં સ્થિર થયેલો યોગી મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી; અને જે સ્થિતિમાં દુઃખનું તો નામ સુદ્ધાં નથી; એવી ચિત્તની ચિદાનંદમય આત્મસ્થિતિનું નામજ ખરો-'પૂર્ણ યોગ' જાણવું; અને તેવા યોગનોજ નિશ્ચયપૂર્વક તથા કંટાળ્યા વિના અભ્યાસ કરવો. ૨૦-૨૩

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥
शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥

એવા યોગને ઇચ્છનારે સંકલ્પથી ઉપજતી સર્વ કામનાઓને સંપૂર્ણ રીતે ત્યજીને અને મનવડે સર્વ ઇન્દ્રિયોને સર્વ તરફથી નિયમિત કરીને, પછી ધીરજપૂર્વક વિવેક બુદ્ધિવડે મનને પણ ધીમે ધીમે નાશવંત પદાર્થોથી ઉપરામ કરીને તે સચ્ચિદાનંદ પરમાત્માનાજ ચિંતનમાં સ્થિર કરવું અને અન્ય વિષયોનું જરા પણ ચિંતન કરવું નહિ. ૨૪, ૨૫

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥**

આ પ્રમાણે અભ્યાસ કરતાં ચંચળ અને અસ્થિર સ્વભાવવાળું મન બીજી જે જે બાબતમાં જાય તે તે બાબતમાંથી તેને વિવેક બુદ્ધિ વડે પાછું વાળીને આત્મચિંતનમાંજ જોડવું. ૨૬

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

આવા અભ્યાસથી યોગી પ્રશાંતચિત્ત, રજસરહિત, બ્રહ્મપરાયણ અને પાપરહિત બનતાં

નિશ્ચય તેને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે ૨૭

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥**

નિષ્પાપ યોગી આ પ્રકારે મનને સદા આત્મામાં જોડતો થકો બ્રહ્મસાક્ષાત્કારના આત્યન્તિક આનંદને પણ સુખથી અનુભવે છે. ૨૮

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥**

આવા સાક્ષાત્કારને પામેલો યોગી સર્વત્ર સમદૃષ્ટિવાળો થઈને સર્વ ભૂતોમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતોને રહેલાં જુએછે. ૨૯

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०**

આમ જે મને-પરમાત્માને સર્વમાં અને સર્વને મારામાં રહેલાં જુએ છે; તેનાથી હું દૂર થતો નથી અને તે મારાથી દૂર થતો નથી.

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**

सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥

જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને આવા એકાત્મભાવમાં નિષ્ઠા રાખીને ભજે છે તે સર્વ પ્રકારે વર્તતો છતાં મારામાંજ વર્તે છે. ૩૧

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२

હે અર્જુન ! જે યોગી સુખ અને દુઃખ સર્વ કોઈને પોતાની પેઠે સમાનજ થતાં જાણે છે તેને શ્રેષ્ઠ માન્યો છે. ૩૨

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
तस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम्॥

હે મધુસૂદન ! આ સમબુદ્ધિવડે પ્રાપ્ત થનારો યોગ આપે કહ્યો તે યોગ મનની ચંચળતાને લીધે ટકી રહે એમ હું જોતો નથી.

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

કેમકે હે કૃષ્ણ ! આ મન અતિ ચંચળ, ઇંદ્રિયોને વિહ્વલ કરનારૂં, બળવાન તથા હઠીલું છે; જેથી તેને રોકવું એ વાયુને રોકવા જેવું અતિ કઠિન મને લાગે છે. ૩૪

श्री भगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥

હે મહાબાહો ! એ મન ચંચળ અને વશ થવું કઠિન છે એમાં સંશય નથી; પરંતુ હે કૌંતેય ! અભ્યાસ અને વૈરાગ્યવડે તે પણ જરૂર વશ થાય છે. ૩૫

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ३६

મન વશ ન કરનારનેજ યોગની પ્રાપ્તિ દુર્લભ છે; યોગ્ય ઉપાયથી મનને વશ કરનારા પ્રયત્નશીલ પુરૂષને તો યોગ અવશ્ય પ્રાપ્ત થઇ શકે છેજ; એવો મારો નિશ્ચય છે. ૩૬

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७

હે કૃષ્ણ ! શ્રદ્ધાવાન છતાં પ્રયત્ન ન થઇ શકવાથી જેનું મન યોગથી ચલિત રહેતું હોય; તો તે મનુષ્ય યોગસિદ્ધ ન થવાથી કેવી ગતિને પામે છે ? ૩૭

कच्चिन्नोभयविभ्रष्टच्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥

એવો બ્રહ્મના માર્ગમાં સ્થિતિ પામ્યા વિનાનો મોહગ્રસ્ત પુરૂષ, છૂટા પડેલા વાદળની પેઠે ક્યાંક બન્ને તરફથી ભ્રષ્ટ થઇને નાશ તો નથી પામતો ? ૩૮

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य च्छेत्ता न ह्युपपद्यते ॥३९।

હે કૃષ્ણ ! મારા આ સંશયને સમૂળો છેદવાને આપજ યોગ્ય છો; આપ વિના આ સંશયને ટાળનાર કોઈ મળે તેમ નથી. ૩૯

श्री भगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યા:—

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याण त्काश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥

હે પાર્થ! આ લોકમાં તેમ પરલોકમાં તેનો વિનાશ નથીજ થતો. હે તાત! શુભ કાર્ય કરનારો કોઈપણ મનુષ્ય દુર્ગતિને નથીજ પામતો.

प्राप्य पुण्यकृतॉंल्लोका षित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१

યોગભ્રષ્ટ મનુષ્ય પુણ્યશાળીઓને પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકને પામી ત્યાં ઘણાં વર્ષ રહીને પછી પવિત્ર શ્રીમાનના ગૃહમાં જન્મે છે; ૪૧

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥

અથવા તો તે બુદ્ધિમાન યોગીઓનાજ કુળમાં જન્મે છે. પરંતુ આ લોકમાં આ પ્રકારનો જન્મ અતિ દુર્લભ છે. ૪૨

तत्र तं द्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।

यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥

ત્યાં તે પૂર્વજન્મના બુદ્ધિસંયોગને પામે છે; અને હે કુરૂનંદન ! પૂર્ણત્વ મેળવવાને માંટે પુનઃ પ્રયત્ન કરે છે. ૪૩.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥

પૂર્વના અભ્યાસને લીધે તે યોગ તરફ પરાણે ખેંચાય છે અને તેવો યોગનો જીજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને ઓળંગી જાય છે. તે અવશ્ય-૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५

પ્રયત્નપૂર્વક અભ્યાસ કરતો થકો યોગી આ પ્રમાણે અનેક જન્મે પણ પાપરહિત બની યોગ-સિદ્ધ થઇને પરમ ગતિને પામેછેજ. ૪૫

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः । कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥

કેવળ તપસ્વીથી તેમ શાસ્ત્રપંડિતથી યોગી અધિક છે. વળી કર્મકાંડીથી પણ તેને અધિક માનેલો છે; માટે હે અર્જુન ! તું યોગી થા. ૪૬

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७

તથાપિ સર્વ યોગીઓમાં પણ જે મારામાંજ અંતઃકરણ રાખીને શ્રદ્ધા સહિત મને ભજે છે; તેનેજ મેં શ્રેષ્ઠ યોગી માન્યો છે. ૪૭

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः॥६॥

---

## અધ્યાય ૭ મો—જ્ઞાનવિજ્ઞાનયોગ.

---

श्री भगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ—

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥

હે પાર્થ ! મનને મારામાં આસક્ત કરી

મારેજ આશ્રય લઇને યોગમાં જોડાવાથી તું નિઃસંશય મને સમગ્રરૂપે જે રીતે જાણીશ તે સૂણ.

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

હું તને એ જ્ઞાન, વિજ્ઞાન સહિત પૂરેપૂરૂં કહીશ; તે જાણ્યા પછી આલોકમાં તારે બીજું કાંઈ પણ જાણવાનું બાકી રહેશે નહિ. ૨

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

હજારો મનુષ્યોમાંથી કોઇકજ એ જ્ઞાન સિદ્ધ કરવાનો યત્ન કરે છે; અને યત્ન કરી સિદ્ધ કરનારામાંથી પણ કોઇકજ મને તત્ત્વથી (અપરોક્ષપણે) જાણે છે. ૩

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥

ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર; એમ આઠ વિભાગમાં મારી પ્રકૃતિ વહેંચાયલી છે. ૪

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

એ તો મારી કનિષ્ઠ પ્રકારની પ્રકૃતિ કહી; હે મહાબાહો ! હવે એનાથી શ્રેષ્ઠ એવી મારી જે બીજી પ્રકૃતિ તેને જીવરૂપે રહેલી જાણ કે જેના વડે આ જગત ધારણ થાય છે. ૫

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥

આ બે પ્રકારની પ્રકૃતિ સર્વ ભૂતોનું ઉત્પત્તિદ્વાર છે; અને તેના દ્વારાજ મને સર્વ જગતની ઉત્પત્તિ તથા પ્રલયનો કર્તા જાણ.

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

હે ધનંજય ! મારાથી ઉત્તમ હોય એવું બીજું કાંઇ પણ નથી. જેમ દોરામાં અનેક મણિ પરોવેલા હોય તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયલાં છે. ૭

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।

प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥

હે કૌંતેય ! સર્વ જળોમાં રસ હું છું; ચંદ્ર-સૂર્યમાં પ્રકાશ હું છું; સર્વ વેદોમાં પ્રણવ હું છું; આકાશમાં શબ્દ હું છું; અને મનુષ્યોમાં જે પરાક્રમ તે પણ હુંજ છું.

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

પૃથ્વીમાં શુદ્ધ સુવાસ હું છું; અગ્નિમાં તેજ હું છું; સર્વ ભૂતોમાં જીવનશક્તિ હું છું; અને તપસ્વીઓમાં તપ પણ હુંજ છું. ૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન બીજ મનેજ જાણ. વળી બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ પણ હુંજ છું. ૧૦

बलं बलवतामस्मि कामरागविवर्जितः ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

કામ અને તૃષ્ણા વિનાના બળવાનોમાં

રહેલું સાત્વિક બળ તેય હું છું; અને હે ભરતર્ષભ! સામાન્ય પ્રાણીઓમાં રહેલો ધર્મથી વિરૂદ્ધ ન હોય એવો કામ પણ હુંજ છું. ૧૧

**ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥**

વળી જગતમાં બીજા પણ જે કાંઇ સાત્વિક, રાજસિક અને તામસિક પદાર્થો છે; ત સર્વ મારાથીજ ઉપજેલા જાણ. વળી તેઓ બધા મારામાં રહેલા છે; હું બધો તેઓમાં રહેલો નથી.

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ।१३**

એ ત્રણગુણમય નાશવંત પદાર્થોમાંજ આ સર્વ જગત મોહ પામેલું હોવાથી એનાથી શ્રેષ્ઠ એવા મને–અવિનાશીને તે જાણતું નથી. ૧૩

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥**

મારી આ અલૌકિક અને ત્રિગુણાત્મક માયા તરવી કઠિન છે; પણ જેઓ મારે શરણે

આવે છે તેઓ તેને સહજે તરી શકે છે. ૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥

એ માયાવડે જેમનું જ્ઞાન હરાઇ ગયું છે એવા મૂઢ અને કુકર્મી નરાધમો આસુરી સ્વભાવમાં પડવાથી મારે શરણ થતા નથી. ૧૫

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના સદાચારી મનુષ્યો મને ભજે છે; દુઃખી, જીજ્ઞાસુ, વિષયોની ઈચ્છાવાળા અને જ્ઞાની. ૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७

તેઓમાં અનન્ય ભાવે મારી ભક્તિ કરનારો અને સદા મારામાં જોડાઇ રહેનારો જ્ઞાની શ્રેષ્ઠ છે. આવા જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને એવો જ્ઞાની મને બહુ પ્રિય છે. ૧૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ।

એ સર્વ ભક્તો સારા છે; તો પણ જ્ઞાનીને તો હું મારો આત્માજ માનું છું; કેમકે તે મનેજ ઉત્તમ ગતિરૂપ માનીને મારામાં મન જોડીને રહેલો હોય છે. ૧૮

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

અનેક જન્મોને અંતે જ્ઞાની "આ સર્વ વાસુદેવરૂપજ" છે, એમ જાણીને મને પામ્યો હોય છે; પરંતુ એવો મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया।२०

વિવિધ કામનાઓને લીધે જેઓનું તે જ્ઞાન દબાઇ રહ્યું છે એવા મનુષ્યો, પોતપોતાની પ્રકૃતિને આધીન થઇને તે તે પ્રકારના નિયમોનું પાલન કરીને અન્ય દેવોને ભજે છે. ૨૦

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।

तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१

એ પ્રમાણે જે જે મનુષ્ય જે જે દેવના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે; તેની તેની શ્રદ્ધા તે તે દેવપર હું અચળ કરૂં છું. ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् २२

આમ અચળ શ્રદ્ધાવાળા થઇને તે, તે તે દેવની આરાધના કરે છે અને મારાજ નિર્માણ કરેલા તે તે પદાર્થો ફળરૂપે નિશ્ચય પામે છે. ૨૨

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि॥२३

પણ તે અલ્પબુદ્ધિવાળાઓને મળનારાં તે ફળ નાશવંતજ હોય છે. દેવોના ભક્ત દેવોને પામેછે; અને મારા ભક્ત મનેજ પામે છે. ૨૩

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥

અબુદ્ધ લોકો મારા પરમ સર્વોત્તમ અવિ-

નાશી સ્વરૂપને ન જાણતા હોવાથીજ, મને અપ્રકટને દેહમાં આવેલો માને છે. ૨૪

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥**

યોગમાયાના આવરણને લીધે સર્વ મને જોઈ શકતા નથી; અને તેથીજ આ મૂઢ લોકો મને—અજન્મા તથા અવિનાશીને જાણતા નથી.

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥**

હે અર્જુન ! પૂર્વે થઈ ગએલાં, હમણાં છે તે, અને ભવિષ્યમાં થનારાં સર્વ ભૂતોને હું જાણું છું; પરંતુ મને કોઈ જાણતું નથી. ૨૬

**इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।**
**सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥**

કારણ હે ભારત ! ઇચ્છા અને દ્વેષને પરિણામે ઉપજનારાં સુખદુઃખાદિ દ્વંદ્વના મોહને લીધેજ હે પરંતપ ! આ જગતમાં સર્વ પ્રાણીઓ ભ્રમિત થાય છે. ૨૭

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥**

પુણ્યકર્મવડે જેમનાં પાપ નાશ પામ્યાં હોય તેઓજ એ સુખદુઃખાદિ જોડકાંના મોહથી છુટી દૃઢવ્રતવાળા થઇને મને ભજી શકે છે. ૨૮

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥**

એ પ્રમાણે જેઓ જરામરણથી છુટવાને માટે યત્ન કરે છે તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સર્વ કર્મને જાણેછે. ૨૯

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः॥३०॥**

એમ જેઓ મને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જાણે છે; તેઓ યુક્તચિત્ત-વાળા હોવાથી પ્રયાણકાળે પણ મનેજ જાણે છે.

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः॥७॥**

# અધ્યાય ૮ મો—અક્ષરબ્રહ્મયોગ.

**अर्जुन उवाच ।** અર્જુન બોલ્યા:-

**किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥**

હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? વળી અધિભૂત કહ્યું તે શું ? અને અધિદૈવ શાને કહે છે ? ૧

**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।**
**प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥**

વળી અધિયજ્ઞ શું ? હે મધુસૂદન ! આ દેહમાં અધિદેહ કોણ છે ? અને ચિત્તને વશ રાખનાર અંતકાળે તમને કેવી રીતે જાણે ?

**श्री भगवान् उवाच ।** શ્રીભગવાન બોલ્યા:—

**अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥**

જે સર્વથી પર—અવિનાશી છે તે પરબ્રહ્મ છે; તેના સ્વતઃસિદ્ધ સ્વભાવને અધ્યાત્મ કહે છે;

અને સર્વ ભૂતોને ઉત્પન્ન કરવાના સૃષ્ટિ-વ્યાપારનું નામ કર્મ કહેવાય છે. ૩

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

આ દેહમાં જે નાશવાન પદાર્થ છે તે અધિભૂત છે; પુરૂષ (જીવ) તે અધિદૈવત છે; અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ ! અધિયજ્ઞ તે હુંજ છું. ૪

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥

અંતકાળે જે મારૂંજ સ્મરણ કરતો દેહ છોડી જાય છે; તે મારાજ સ્વરૂપને પામે છે, એમાં સંશય નથી. ૫

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

અથવા હે કુંતિપુત્ર ! તે અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો દેહ છોડે છે; તે-તેજ પદાર્થની ભાવનાવાળો જીવનકાળમાં પણ હોવાથી તેજ પદાર્થને પામે છે. ૬

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥

તે માટે સર્વ કાળમાં તું મારૂં સ્મરણ કરતો રહે અને યુદ્ધ કર. મારામાં મન બુદ્ધિ અર્પણ કરવાથી અસંશય તું મનેજ પામીશ. ૭

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥

હે પાર્થ! ચિત્ત બીજા કશામાં ન જવા દેતાં અભ્યાસની સહાયથી તેને સ્થિર કરીને પરમ દિવ્ય પુરૂષનું ધ્યાન કરનારો મનુષ્ય અવશ્ય તે પુરૂષને પામે છે. ૮

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

જે મનુષ્ય જીવનકાળમાં તે સર્વજ્ઞ, અનાદિ, સર્વનિયંતા, અણુથી પણ સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર, અચિંત્ય રૂપ, સૂર્યને પણ પ્રકાશ આપનાર અને તમસથી રહિત એવા પરમ પુરૂષનું સ્મરણ સદા કરતો રહે છે; તે અંતકાળે પણ ભક્તિયુક્ત થઇ મનને તેનાજ ચિંતનમાં સ્થિર કરીને તથા પૂર્વના અભ્યાસના બળથી પ્રાણને ભ્રમરો મધ્યે ખેંચીને તે પરમ દિવ્ય પુરૂષનેજ પામે છે. ૯, ૧૦

**यदक्षरं वेदाविदो वदंति विशंति यद्यतयो वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥**

વેદવેત્તાઓ જેને અવિનાશી કહે છે; વીતરાગ યતિઓ જેમાં પ્રવેશ કરે છે; અને જેને ઇચ્છનારા બ્રહ્મચર્યવ્રત આચરે છે; તે પદ વિષે હવે હું તને સંક્ષેપમાં કહું છું. ૧૧

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरूद्धय च । मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥**

**ॐमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम्॥**

સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને, મનને હૃદયમાં રૂંધીને, પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને, તથા સમાધિ યોગની ધારણામાં સ્થિર થઇને જે મનુષ્ય "ॐ" એવા બ્રહ્મવાચક એકાક્ષર મંત્રના જપવડે મારૂં સ્મરણ કરતો દેહને ત્યજી જાય છે તે પરમ ગતિને પામે છે.

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥**

જે મનુષ્ય અનન્ય ચિત્તથી નિત્ય નિરંતર મારૂં સ્મરણ કરે છે; તેવા નિત્યયુક્ત યોગીને હે પાર્થ ! હું સુલભ છું. १४

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।**
**नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः॥१५**

મને પ્રાપ્ત થઇ પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ, પછી દુઃખના ઘરરૂપ અને નાશવંત એવા પુનર્જન્મને પામતા નથી. १५

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ।१६।**

હે અર્જુન! બ્રહ્મલોકથી માંડીને સર્વ લોક પુનર્જન્મ પામવાવાળા છે; પરંતુ હે કૌંતેય! મને પામ્યા પછી પુનર્જન્મ નથી.

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः।१७**

બ્રહ્માનો દિવસ હજાર ચતુર્યુગીનો તથા રાત્રિ પણ હજાર ચતુર્યુગીની જે જાણે છે; તેજ સર્વ પ્રકારના રાત્રિ-દિવસને જાણનારા છે.

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**

બ્રહ્માનો દિવસ થતાં અવ્યક્ત (અદૃશ્ય) તત્ત્વમાંથી સર્વ વ્યક્તિઓ પ્રકટે છે; અને રાત્રિ થતાં પાછી તે તેમાંજ લય પામે છે. ૧૮

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**

रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

આ પ્રમાણે હે પાર્થ ! આ તેનો તેજ ભૂત-સમુદાય પ્રકટ થઈ થઈને રાત્રિ આવ્યે પર-વશપણે લય પામે છે; અને દિવસ આવ્યે પ્રકટે છે.

परस्तस्मा[illegible] भावोऽन्यो व्यक्तोऽव्यक्तात्सनातनः । यः ससर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति।

પરંતુ તે અવ્યક્ત (સૂક્ષ્મ)થી પણ અવ્યક્ત એવું બીજું તેનું પરમ સનાતન સ્વરૂપ છે; તે સર્વભૂતો નષ્ટ થવા છતાં પણ નષ્ટ થતું નથી.

अव्यक्तोऽक्षर इ[illegible]क्तस्तमाहुः परमां गतिम् । यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥ २१ ॥

એ પરમ અવ્યક્ત તત્વને 'અક્ષર' કહે છે અને તેનેજ 'પરમ ગતિ' કહે છે; કે જે પામીને પાછું જન્મ-મરણમાં આવવું પડતું નથી. એ પરમગતિજ મારૂં 'પરમ ધામ' છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया। यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम्॥२२

હે પાર્થ ! એ પરમ ગતિરૂપ 'પરમ પુરૂષ' કે જેના અંતરમાં આ સર્વ ભૂતો રહેલાં છે; અને જે આ સર્વ ભૂતોમાં વ્યાપી રહેલ છે; તેને અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થવાય છે. ૨૨

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ॥२३॥**

હવે જે કાળમાં ગયેલા યોગી પાછા જન્મતા નથી અને જે કાળમાં ગયેલા જન્મે છે; તે કાળ વિષે હે ભરતશ્રેષ્ઠ! તને કહું છું.

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥**

"અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના ૬ માસ; એ સમયોમાં પ્રયાણ કરનારા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને પામે છે." ૨૪

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥**

"ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના ૬ માસ; એ સમયોમાં શરીર છોડનારા યોગી

ચંદ્રલોકને પામીને છેવટે પાછા અહિં જન્મે છે."

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६**

આ પ્રમાણે લોકોની શુકલા અને કૃષ્ણા આ બે કાયમની ગતિઓ મનાય છે; જેમાંની એકથી પુનર્જન્મ નથી અને બીજીથી છે. ૨૬

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥**

પરંતુ હે પાર્થ! એ ગતિઓને યથાવત જાણનારો કોઇ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન! તું સર્વકાળ યોગયુક્તજ રહે. ૨૭

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥**

એ માર્ગોને (હવે પછીના અધ્યાયમાં કહેવા પ્રમાણે) યથાવત જાણનારો યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે પુણ્ય ફળ કહ્યું છે; તે સર્વ ફળને ઓળંગી જાય

છે; અને સર્વના મૂળરૂપ પરમધામને પામે છે.

हरिः ॐ तत्सत् इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः ॥८॥

## અધ્યાય ૯ મો

## રાજવિદ્યા-રાજગુહ્યયોગ.

श्री भगवानुवाच । શ્રી ભગવાન બોલ્યા:—

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ।

તું દ્વેષરહિત હોવાથી (પૂર્વોક્ત ગતિઓનુ) આ અત્યંત ગુહ્ય જ્ઞાન વિજ્ઞાન સહિત કહું છું; જેને જાણીને તું અકલ્યાણથી મુક્ત થઇશ.

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

આ જ્ઞાન સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ, ગુપ્તમાં ગુપ્ત, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ ફલદાયક, ધર્મ-સાધક, આચરવામાં સુખકારક અને નિત્ય છે. ૨

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।

अप्राप्य मां निवर्तंते मृत्यु संसारवर्त्मनि ॥ ३ ॥

હે પરંતપ! આ જ્ઞાનરૂપી ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનાર પુરૂષો મને નહિ પામતાં મૃત્યુ-યુક્ત સંસારના માર્ગમાં પાછા આવી પડે છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥

મેં મારા અવ્યક્ત રૂપ વડે આ સર્વ જગત વિસ્તારેલું છે અને સર્વ ભૂતો મારા-માંજ સમાઇ રહેલાં છે; પણ હું કાંઈ તેઓમાં સમાઇ રહેલો (સમાઈ જાઉં તેટલો) નથી.

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥

મારા યોગનું ઐશ્વર્ય તો જો! અવ્યક્તરૂપે મારોજ આત્મા સર્વ ભૂતોને ધારણ કરનારો અને તેમની ઉત્પત્તિ તથા પાલન કરનારો છતાં હું તેઓમાં નથી અને તેઓ મારામાં નથી! ૫

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

સર્વત્ર ગતિ કરનારો મહાન વાયુ પણ જેમ તેનાથી વધારે વિસ્તારવાળા આકાશના એક ભાગમાંજ રહેલો છે; તેમ આ સર્વ ભૂતોને પણ મારા એકજ અંશમાં વસી રહેલાં જાણ.

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥**

હે કૌંતેય! કલ્પને અંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિમાં આવી મળે છે; અને કલ્પના આરંભમાં પ્રકૃતિમાંથી પાછાં હું તેઓને સૃજું છું.૭

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥**

સ્વભાવથીજ પ્રકૃતિને વશ તથા પરાધિન એવા આ સર્વ ભૂતોના સમૂહની આવી ઘડભાંગ હું મારી પ્રકૃતિનો આશ્રય કરીને વારંવાર કરૂંછું.

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥**

પરંતુ હે અર્જુન! એ ઉત્પત્તિ–નાશનાં કર્મ હું અનાસકત તથા ઉદાસીનની પેઠેજ

કરતો હોવાથી તે કર્મો મને બાંધી શકતાં નથી.

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं ।**
**हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥**

હે કૌંતેય ! વાસ્તવમાં મારા અધિષ્ઠાનપણાથી (આધારથી) પ્રકૃતિજ સચરાચર જગતની ઘડભાંગ કરે છે; અને જગતની સર્વ દોડધામ પણ એજ ધોરણ ઉપર ચાલ્યા કરે છે.

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥**

આ પ્રમાણે અધિષ્ઠાનપણાથી હું સર્વ ભૂતોનો મહાન ઈશ્વર છતાં અજ્ઞાની લોક મારા એ સર્વ શ્રેષ્ઠ સ્વરૂપને ન જાણતાં મારી-માનવ દેહમાં અધિષ્ઠિત સર્વ શ્રેષ્ઠ આત્માની-અવજ્ઞા કરીને અસાર બાહ્ય વિષયોને ઇચ્છે છે. ૧૧

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥**

એવા અજ્ઞાન ઉપર રચાયલી તેમની સર્વ ઇચ્છાઓ વ્યર્થ થાય છે; સર્વ કર્મો

બંધનકારક થાય છે; તેમનું સર્વ જ્ઞાન વિપરીત અને સર્વ ચિંતન અવળું હોય છે; અને તેથી તેમને મોહમાં ફસાવનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનોજ આશ્રય લેવો પડે છે. ૧૨

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३**

પરંતુ હે પાર્થ! મહાત્માઓ તો મને —સર્વ ભૂતોના મૂળરૂપ અવિનાશીને—જ પ્રાપ્ત કરવા જેવો જાણતા હોવાથી દૈવી પ્રકૃતિનો આશ્રય લઈને અનન્ય ચિત્તથી મનેજ ભજે છે.

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥**

તેઓ સર્વદા મારા શ્રેષ્ઠ સ્વરૂપનું કીર્તન કરે છે; દ્દઢ નિયમપૂર્વક પ્રયત્નશીલ રહીને ભક્તિપૂર્વક મને નમન કરે છે અને ચિત્તને મારામાં જોડીને સદા મનેજ ઉપાસે છે. ૧૪

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५**

વળી બીજાઓ અભેદ ભાવથી, ભેદભાવથી તેમજ અનેક ભાવથી વિશ્વરૂપ એવા મનેજ જ્ઞાનયજ્ઞથી યજન કરીને ઉપાસે છે. ૧૫

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।**
**मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥**

શ્રૌતયજ્ઞ હું છું, સ્માર્તયજ્ઞ હું છું, પિતૃયજ્ઞ હું છું. ઔષધિજન્ય ધાન્ય હું છું, મંત્ર હું છું, ઘૃત હું છું, અગ્નિ હું છું અને હોમેલો પદાર્થ પણ હુંજ છું. ૧૬

**पिताहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७**

જગતનો પિતા, માતા, ધારણકર્તા, પિતામહ, જાણવા યોગ્ય પવિત્ર ૐકાર તથા ઋક્, સામ અને યજુર્વેદ પણ હુંજ છું. ૧૭

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८**

વળી સર્વની ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસસ્થાન, રક્ષક, સુહૃદ, ઉત્પત્તિ, પ્રલય, સ્થિતિ,

ભંડાર અને અવિનાશી બીજ પણ હું જ છું.

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥**

હે અર્જુન! સૂર્યરૂપે તપીને હુંજ જળને ખેંચુંછું તેમ પાછું વર્ષાવુંછું. વળી અમૃત અને મૃત્યુ તથા સત્ તેમ અસત્ પણ હુંજ છું. ૧૯

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥**

ત્રણ વેદના જ્ઞાતા અને સોમરસ પીનારા જે નિષ્પાપ (પણ સકામી) પુરૂષો યજ્ઞમાં મારી પૂજા કરીને સ્વર્ગપ્રાપ્તિની પ્રાર્થના કરે છે; તેઓ પવિત્ર ઇંદ્ર લોકને પામીને ત્યાં દેવોના દિવ્ય ભોગ ભોગવે છે. ૨૦

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥२१॥**

પણ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય

ક્ષીણ થતાં પાછા તેઓ મૃત્યુ લોકમાં જન્મે છે. ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મરૂપી ધર્મને અનુસરનારા તે ભોગેચ્છુઓ આ પ્રકારે વારંવાર આવાગમન પામ્યા કરે છે. ૨૧

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

જેઓ અનન્ય ભાવે સદા મારૂં ચિંતન કરીને મનેજ ઉપાસે છે; તેવા સદા મારે પરાયણ જનોનું યોગ ક્ષેમ હું ચલવું છું. ૨૨

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३**

હે કૌંતેય! જેઓ અન્ય દેવોના ભક્ત બનીને તેમને શ્રદ્ધા સહિત ભજે છે; તેઓ પણ વિધિ રહિત છતાં મનેજ ભજે છે. ૨૩

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**
**न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४**

કારણકે સર્વ યજ્ઞોનો ખરો ભોકતા તથા સ્વામી હુંજ હોવા છતાં તેઓ મને તત્ત્વથી તેવો

જાણુતા નથી તેથીજ આવાગમનમાં પડે છે. ૨૪

**यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्**

દેવોને ઉપાસનારા દેવોને, પિતૃઓને પૂજનારા પિતૃઓને, ભૂતોને ભજનારા ભૂતોને અને મને પૂજનારા મનેજ પામે છે. ૨૫

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥**

જે કોઇ નિર્મળ ચિત્તવાળો મનુષ્ય મને પત્ર, પુષ્પ, ફળ કે જળ પણ ભક્તિ સહિત અર્પણ કરે છે; તેની તે ભક્તિયુક્ત ભેટને હું આનંદથી સ્વીકારૂં છું. ૨૬

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥**

માટે તું પણ જે કાંઈ કરે, જે જમે, જે હોમે, જે આપે ને જે તપ કરે, તે સર્વ હે કૌંતેય! મનેજ અર્પણ કર્યા કર. ૨૭

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।**

संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८

એથી તું સંન્યાસયોગ યુક્ત થઇને કર્મ કરવા છતાં પણ તનાં શુભાશુભ ફળરૂપ બંધનોથી તું મુક્ત રહીશ; અને સર્વ આસક્તિઓથી છૂટીને મને પ્રાપ્ત થઇશ. ૨૮

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

યદ્યપિ હું સર્વ ભૂતો પ્રત્યે સમાન છું અને મારે કોઈ અપ્રિય કે પ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં અને હું તેમનામાં વિશેષ ભાવેજ રહ્યા છીએ.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥

અતિ દુરાચારી મનુષ્ય પણ જો મને અનન્ય ભક્તિથી ભજે તો તેને સાધુ માનવો; કેમકે તે હવે ઉત્તમ રસ્તે ચઢયો છે. ૩૦

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।

તે સત્વર ધર્માત્મા થઈને શાશ્વત શાંતિ (મોક્ષ) પ્રાપ્ત કરે છે. હે કૌંતેય ! નક્કી સમજ કે મારો ભક્ત કદિ નાશ પામતો નથી. ૩૧

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्**

હે પાર્થ ! સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો તેમજ નીચ જાતિમાં જન્મેલા પણ મારો આશ્રય કરવાથી પરમ ગતિને પામે છે; ૩૨

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ३३**
**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ३४**

તો પછી મારી ભક્તિ કરનારા પુણ્યશાળી બ્રાહ્મણો અને રાજર્ષિઓ માટે તો કહેવુંજ શું ? માટે આ અનિત્ય અને સુખ રહિત મનુષ્ય લોકને પામીને તું મનેજ ભજ; મારામાંજ મન રાખ; મારો ભક્ત થા; સર્વ કર્મો મને અર્પણ કર અને મનેજ નમસ્કાર કર.

એ પ્રમાણે મારે પરાયણ થઈ ચિત્તને મારામાં જોડવાથી તું મનેજ આવી મળીશ. ૩૩, ૩૪

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्या–राजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો–વિભૂતિયોગ.

શ્રી ભગવાનુવાચ । શ્રી ભગવાન બોલ્યા:—

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १**

હે મહાબાહો ! પુનઃ પણ મારૂં ઉત્તમ વચન સાંભળ; તું મને પ્રિય હોવાથી તારા હિતની ઇચ્છાથી હું તે તને કહું છું. ૧

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥**

મારી ઉત્પત્તિ થઈ હોય એવું દેવો તથા મહર્ષિઓ પણ જાણતા નથી; કેમકે દેવો અને મહર્ષિઓનું મૂળ પણ સર્વ પ્રકારે હુંજ છું.

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

મને જે એવો અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો મહેશ્વર જાણે છે; તેજ આ મૃત્યુ લોકમાં મોહરહિત થઈ સર્વ પાપોથી છૂટે છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः॥५॥

બુદ્ધિ, જ્ઞાન, નિર્મોહતા, ક્ષમા, સત્ય, ઇંદ્રિયનિગ્રહ, મનોનિગ્રહ, સુખ, દુઃખ, જન્મ, મૃત્યુ, ભય, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ, ઇત્યાદિ સર્વ જુદા જુદા પ્રકારના મનોભાવ પ્રાણી માત્રને મારાથીજ થાય છે. ૪, ૫

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावामानसा जाता येषां लोक इमाः प्रजाः ६

આ લોકોમાંની આ સર્વ પ્રજા જેમનાથી

ઉત્પન્ન થયેલી છે તે પૂર્વે થઇ ગયેલા સાત મહ-
ર્ષિઓ અને ચાર મનુઓ પણ મારાજ મનોભા-
વથી ઉત્પન્ન થયા હતા. ૬

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः।**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥**

મારા આ વિભૂતિયોગને જે તત્ત્વથી જાણે છે તે અડગપણે યોગમાં જોડાઈ શકે છે; એમાં સંશય નથી. ૭

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते।**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ८**

હુંજ સર્વની ઉત્પત્તિનું સ્થાન છું અને મારાથીજ સર્વ કાંઇ પ્રવર્તે છે; એમ જાણી બુદ્ધિમાનો ભાવયુક્ત થઈને મનેજ ભજે છે. ૮

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥**

તેઓ મારામાંજ મન અને પ્રાણ રાખીને નિત્ય પરસ્પરમાં મારો બોધ અને મારૂં કીર્તન કરતા થકા સંતોષ તથા આનંદ પામે છે. ૯

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥

એવા સદા પ્રીતિપૂર્વક મને ભજનારા તથા મારા પરાયણ જનોને હું એવી બુદ્ધિનો યોગ આપું છું કે જે વડે તેઓ મને પામે છે.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ११

તેઓની અનુકંપા માટે તેઓના આત્મભાવમાં રહેલા અજ્ઞાનજન્ય તમસને હું જ્ઞાનરૂપી દીપકવડે પ્રકાશીને તેનો નાશ કરૂં છું. ૧૧

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे १३

દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ અને સર્વ ઋષિઓ આપને પરબ્રહ્મ, પરમધામ, પરમપવિત્ર, શાશ્વતદિવ્યપુરૂષ, આદિદેવ, અજન્મા

અને સર્વવ્યાપક કહે છે; તથા આપ પોતે પણ મને એમજ કહો છો. ૧૨, ૧૩

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४**

હે કેશવ! આપ મને જે કહોછો તે સર્વ હું સત્ય માનું છું. હે ભગવન્! તમારા પૂર્ણ સ્વરૂપને દેવો અને દાનવો પણ નથી જાણતા. ૧૪

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥**

હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉત્પન્ન કરનારા! હે દેવોના દેવ! હે જગત્પતે! માત્ર તમે પોતેજ પોતાને પૂર્ણ પુણે જાણો છો; ૧૫

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि**

માટે આપની જે દિવ્ય વિભૂતિઓ રૂપે આપ આ લોકમાં વ્યાપી રહ્યા છો તે સર્વ વિભૂતિઓજ મને તો કહો. ૧૬

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**

केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया १७
विस्तरेणात्मनो योगं विभूतिं च जना्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्

હે યોગિન્! હું સદા કેવી રીતે તમારૂં ચિંતન કરવાથી તમને જાણી શકું; તથા હે ભગવન્! આપ મારે કયાં કયાં સ્વરૂપોમાં ચિંતન કરવા યોગ્ય છો; તે સમજવા સારૂ હે જનાર્દન! પોતાના યોગને અને વિભૂતિઓને ફરી વિસ્તારથી કહો. આપનાં વચનામૃત સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ૧૭,૧૮

श्री भगवानुवाच । શ્રી ભગવાન બોલ્યા:—

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे १९

ઠીક! પરંતુ તને મારી દિવ્ય વિભૂતિઓ મુખ્ય મુખ્યજ કહીશ; કેમકે હે કુરૂશ્રેષ્ઠ! મારી સર્વ વિભૂતિઓના વિસ્તારનો તો પારજ નથી.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥

હે નિદ્રાને જીતનાર ! સર્વ ભૂતોના હૃદયમાં આત્મારૂપે પણ હુંજ રહેલો છું; અને ભૂતોનો આદિ, મધ્ય અને અંત પણ હુંજ છું.

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥**

આદિત્યોમાં હું વિષ્ણુ છું; તેજસ્વી પદાર્થોમાં હું કિરણોવાળો સૂર્ય છું; મરૂતોમાં હું મરીચિ છું અને નક્ષત્રોમાં હું ચંદ્રમા છું. ૨૧

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**
**इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना २२**

વેદોમાં હું સામવેદ છું; દેવોમાં હું ઇંદ્ર છું; ઇંદ્રિયોમાં હું મન અને ભૂતોમાં હું ચેતના છું.

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् २३**

રૂદ્રોમાં હું શંકર છું; યક્ષ અને રાક્ષસોમાં હું કુબેર છું; વસુઓમાં હું અગ્નિ છું અને પર્વતોમાં હું મેરૂ છું. ૨૩

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**

सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥

હે પાર્થ ! પુરોહિતોમાં સર્વથી મુખ્ય બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં હુ કીર્તિકસ્વામી છું અને જળાશયોમાં હું સાગર છું.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः २५

મહર્ષિઓમાં હું ભૃગુ છું; વાણીઓમાં હું એકાક્ષર ૐકાર છું; યજ્ઞોમાં હું જપ યજ્ઞ છું અને સ્થાવરોમાં હું હિમાલય છું. ૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः २६

સર્વ વૃક્ષોમાં હું પીપળો છું અને દેવર્ષિઓમાં હું નારદ છું; ગંધર્વોમાં હું ચિત્રરથ છું અને સિદ્ધોમાં હું શ્રેષ્ઠ કપિલમુનિ છું. ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७

અશ્વોમાં અમૃત મંથન કરતાં નીકળેલો ઉચ્ચૈઃશ્રવા મને જાણ અને ગજેન્દ્રોમાં મને ઐરા-

વત તથા પુરૂષોમાં મને રાજા જાણ. ૨૭

**आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।**
**प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः २८**

હથિયારોમાં વજ્ર હું છું; ગાયોમાં કામધેનુ હું છું; કામોમાં પ્રજાની ઉત્પત્તિ કરનારો કામ હું છું અને સર્પોમાં વાસુકિ હું છું. ૨૮

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**
**पितृणामर्यमा चास्मि यमः संयमतामहम् ।२९।**

નાગોમાં શેષનાગ હું છું; જળ દેવતાઓમાં વરૂણ હું છું; પિતૃઓમાં અર્યમા હું છું અને સંયમ કરનારાઓમાં યમ હું છું. ૨૯

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ३०**

દૈત્યોમાં પ્રહ્‌લાદ હું છું અને કાળને ગણનારાઓમાં કાળ હું છું; પશુઓમાં સિંહ હું છું અને પક્ષિઓમાં ગરૂડ હું છું. ૩૦

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ३१**

પવિત્ર કરનારા પદાર્થોમાં પવન હું છું; શસ્ત્રધારીઓમાં રામ હું છું; મત્સ્યોમાં મઘર હું છું અને પ્રવાહોમાં ગંગા હું છું. ૩૧

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ३२**

હે અર્જુન! સૃષ્ટિ માત્રનો આદિ, મધ્ય અને અંત હું છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વિવાદ કરનારાઓમાં વાણી હું છું;

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ।।३३**

અક્ષરોમાં અકાર હું છું; સમાસોમાં દ્વંદ્વ નામક સમાસ હું છું; ક્ષય રહિત કાળ પણ હું છું અને સર્વ મુખોવડે ખાવાવાળો તેમજ સર્વનું પોષણ કરવાવાળો પણ હુંજ છું. ૩૩

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिःश्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिःक्षमा**
**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ।।३५**

સર્વ કોઇને હરનારૂં મૃત્યુ પણ હું છું અને ભવિષ્યમાં થનાર વસ્તુઓની ઉત્પત્તિ પણ હુંજ છું; વળી સ્ત્રીઓમાં જે ઉત્તમ કીર્તિ, વાણી, સુંદરતા, સ્મરણશક્તિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા છે; તે પણ હુંજ છું. ૩૪, ૩૫

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम्**

છળ કરનારાઓનો જુગાર હું છું; તેજસ્વીઓનું તેજ હું છું; વિજયીઓનો વિજય હું છું; વ્યવસાયી જનોનો વ્યવસાય હું છું અને સત્વવાળાઓનું સત્વ હું છું. ૩૬

**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ३७**

યાદવોમાં વાસુદેવ હું છું; પાંડવોમાં અર્જુન હું છું; મુનિઓમાં વ્યાસ હું છું અને કવિઓમાં શુક્ર કવિ હું છું. ૩૭

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८**

શાસકોનો દંડ હું છું; જીતવા ઇચ્છનારાઓની સુનીતિ હું છું; ગુપ્ત રાખનારાઓનું મૌન હું છું અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. ૩૮

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥**

ટુંકમાં હે અર્જુન ! સર્વ ભૂતોનું જે કાંઇ મૂળ બીજ છે તે હું જ છું; કેમકે કોઇપણ ચરાચર વસ્તુનું મારા વિના અસ્તિત્વજ નથી. ૩૯

**नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०**

હે પરંતપ ! આવી આવી મારી દિવ્ય વિભૂતિઓનો અંત ન હોવાથી માત્ર ઉદ્દેશ પૂરતોજ આ વિસ્તાર મેં તને કહ્યો છે. ૪૦

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥**

ટુંકમાં જે જે વસ્તુ ઐશ્વર્ય, સૌંદર્ય, કીર્તિ કિંવા પ્રભાવયુક્ત હોય; તેને તેને તું મારાજ તેજના અંશથી ઉત્પન્ન થએલી જાણ.

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।४२

અથવા હે અર્જુન ! આ બધું જાણીને તારે શું કરવું છે ? મારા એકજ અંશથી આ સમગ્ર જગતને હું ધારણ કરી રહ્યો છું. ૪૨

हरिः ॐतत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १०॥

## અધ્યાય ૧૧ મો—વિશ્વરૂપદર્શનયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥

મારા પર કૃપા કરીને આપે અધ્યાત્મ-જ્ઞાનનાં જે પરમ ગુહ્ય વચન કહ્યાં તેથી મારો મોહ ઉડી ગયો છે. ૧

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२

હે કમળપત્રાક્ષ! સર્વ ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ, લય અને બીજું પણ બધું આપના વડેજ થાય છે; એ મેં આપની પાસે વિસ્તારથી સાંભળ્યું અને આપનું માહાત્મ્ય પણ સાંભળ્યું.

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

હે પરમેશ્વર! આપ પોતાને જેવા કહો છો તેવાજ છો; પરંતુ હે પુરૂષોત્તમ! આપના એ ઐશ્વર્યયુક્ત સ્વરૂપને હું જોવા ઇચ્છું છું. ૩

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययं ॥४**

હે પ્રભો! તે રૂપ મારાથી જોઈ શકાશે એમ આપ માનતા હો; તો હે યોગેશ્વર! આપનું તે અવિનાશી સ્વરૂપ મને બતાવો. ૪

**श्री भगवानुवाच ।** શ્રી ભગવાન બોલ્યાઃ—

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च॥५**

હે પાર્થ! મારાં નાના પ્રકારનાં અનેક

રંગરૂપવાળાં સેંકડો અને હજારો દિવ્યરૂપ જો.

**पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।**
**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥**

હે ભારત ! આદિત્યો, વસુઓ, રૂદ્રો, અશ્વિનીકુમારો અને મરૂતગણો તથા પૂર્વે કદિ નહિ જોયલાં એવાં પુષ્કળ આશ્ચર્યોને તું જો.

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

હે ગુડાકેશ ! સર્વ ચરાચર જગત તેમજ બીજું પણ જે કાંઇ જોવાની ઇચ્છા હોય તે સર્વ અત્યારે મારા આ રૂપમાં જોઇ લે. ૭

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८**

પણ તું તારી આ આંખોથી મને જોઇ શકીશ નહિ; માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું તેવડે તું મારૂં યોગસામર્થ્ય જો. ૮

संजय उवाच । સંજય બોલ્યા:—

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।**

दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

હે ધૃતરાષ્ટ્ર! મહા યોગેશ્વર એવા શ્રીકૃષ્ણ એ પ્રમાણે કહીને પછી અર્જુનને પોતાનું પરમ વિશાળ એવું વિશ્વરૂપ દેખાડતા હવા.

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०

એ સ્વરૂપ અનેક મુખો અને આંખોવાળું, અનેક અદ્ભૂત દેખાવોવાળું અને ઉગામેલાં અનેક દિવ્ય આયુધોવાળું હતું. ૧૦

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

દેવનું તે સ્વરૂપ અનંત, સર્વતોમુખ, સર્વ આશ્ચર્યથી ભરપૂર, દિવ્યમાળા અને વસ્ત્ર ધારણ કરેલું અને દિવ્યગંધનું લેપન કરેલું હતું.

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः॥

આકાશમાં એક સાથે હજાર સૂર્યોના પ્રકાશ પ્રકટ થાય તોજ તે, તે મહાન રૂપની

કાન્તિને કાંઇક મળતી આવે. ૧૨

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**
**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥**

અનેક પ્રકારે વિભક્ત થએલા સમગ્ર જગતને દેવોના દેવ એવા શ્રીકૃષ્ણના શરીરમાં તે સમયે એકત્ર થએલું જોઇને ધનંજય અર્જુન આશ્ચર્ય-ચકિત તથા રોમાંચિત થયો અને શિરસા પ્રણામ કરી હાથ જોડીને બોલ્યો:—૧૩, ૧૪

अर्जुन उवाच—અર્જુન બોલ્યા:—

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥**

હે દેવ! આપના આ દેહમાં હું સર્વ દેવોને, અનેક પ્રકારનાં ભૂતોના સમૂહને, કમળાસન પર બેઠેલા દેવેશ્વર બ્રહ્માને અને સર્વ દિવ્ય ઋષિઓને તથા સર્પોને જોઉં છું. ૧૫

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनं-**

तरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥

હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! હું આપને સર્વ બાજુએથી અનેક બાહુ, પેટ, મુખ અને નેત્રવાળા તથા અનંતરૂપવાળા જોઉં છું; અને આપના અંત, મધ્ય કે આદિને હું ક્યાંય પણ દેખતો નથી. ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

મુકુટ, ગદા અને ચક્રને ધારણ કરેલા, તેજના અંબારરૂપ, સર્વ બાજુથી પ્રકાશમાન, જોઈ ન શકાય એવા દેદિપ્યમાન અગ્નિ તથા સૂર્ય સમાન પ્રભાવાળા અને માપમાં ન આવી શકે એવા રૂપે આપને હું જ્યાં ને ત્યાં જોઉં છું.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

આપજ સર્વશ્રેષ્ઠ જાણવા યોગ્ય અવિનાશી છો; આપજ વિશ્વના પરમ આધાર છો; અને આપજ નિત્ય-શાશ્વત ધર્મના રક્ષક તથા સનાતન પુરૂષ છો; એમ હું જોઉં છું. ૧૮

**अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशि-**
**सूर्यनेत्रम् । पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं**
**स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥**

આપને હું આદિ, મધ્ય અને અંતથી રહિત, અનંત શક્તિવાળા, અનંત બાહુવાળા, ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, પ્રજ્વલિત અગ્નિ-સમાન મુખવાળા અને પોતાના તેજ વડે આ વિશ્વને તપાવી રહેલા જોઉંછું. ૧૯

**द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन**
**दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं**
**लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

હે મહાત્મન ! અંતરિક્ષ અને પૃથ્વી વચ્ચેનું સર્વ અંતર અને સર્વ દિશાઓ આપે પોતાના વિશ્વરૂપવડે વ્યાપ્ત કરી દીધાં છે,

આપનું આ અદ્ભૂત ઉગ્રરૂપ જોઇને ત્રણે લોક ગભરાઇ રહ્યા છે. ૨૦

**अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः**
**प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षि-**
**सिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः**

દેવતાઓનાં આ ટોળાં આપમાં પ્રવેશ કરે છે; કેટલાય ભય પામેલાઓ હાથ જોડીને પ્રાર્થના કરે છે; મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો 'સ્વસ્તિ, સ્વસ્તિ' બોલીને અનેક સ્તોત્રોવડે આપની સ્તુતિ કરે છે. ૨૧

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ**
**मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा**
**वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

રૂદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વદેવો, અશ્વિનીકુમારો, મરૂતો, પિતૃઓ, ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધના સમૂહો, એ સર્વ વિસ્મય પામતા થકા આપને જોઇ રહ્યા છે.

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहू-**

रूपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्त[illegible]ऽहम् ॥ २३ ॥

હે મહાબાહો! આપનું આ બહુ મુખવાળું, બહુ આંખોવાળું, બહુ હાથવાળું, બહુ જાંગ અને પગવાળું, બહુ પેટવાળું અને બહુ દાઢોને લીધે વિકાળ દેખાતું મહાન રૂપ જોઇને લોકો તથા હું વ્યથા પામ્યા છીએ. ૨૩

नभःस्पृशं दी[illegible]मनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् । दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥

આકાશને જઈ અડતા, અનેક ઝળકતા રંગવાળા, ઉઘડેલા મુખવાળા અને પ્રકાશમાન વિશાળ નેત્રવાળા, એવા આપના આ વિશ્વરૂપને જોઈ મારો અંતરાત્મા વ્યથા પામે છે; અને હે વિષ્ણુ! મને ધીરજ તેમ શાન્તિ રહેતી નથી.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव [illegible]लानलसंनिभानि । दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश [illegible]गन्निवास ॥ २५ ॥

વિકરાળ દાઢોવાળાં અને પ્રલયકાળના અગ્નિ જેવાં આપનાં મુખોને જોતાંજ હું દિશાઓ ભૂલી જાઉં છું અને મને ચેન નથી પડતું; માટે હે જગન્નિવાસ દેવેશ! પ્રસન્ન થાઓ.

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः । भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥**

**वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥**

રાજાઓના સમૂહો સહિત ધૃતરાષ્ટ્રના આ સર્વ પુત્રો; તેમજ ભીષ્મ, દ્રોણ અને કર્ણ પણ અમારા મુખ્ય યોદ્ધાઓ સહિત આપનાં વિકરાળ દાઢોવાળાં ભયાનક મુખોમાં ત્વરાથી પેસે છે; અને કેટલાક તો ચૂરો થઈ ગયેલાં ઉત્તમ અંગોસહિત દાંતની વચ્ચેના ભાગોમાં ચોટેલા દેખાય છે. ૨૬, ૨૭

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमे-**

वाभिमुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा
विशंति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્ર તરફ જોરથી વહે છે; તેમ આ નરલોકના વીર પુરૂષો તમારાં પ્રજ્વલિત મુખોમાં ધસે છે. ૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति ना-
शाय समृद्धवेगाः ॥ तथैव नाशाय विशंति
लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥

જેમ પતંગીયાં મરવા માટેજ મોટા વેગથી સળગતા અગ્નિમાં જઇ પડે છે; તેમ આ સર્વ લોકોપણ પોતાના નાશને માટેજ આપના મુખમાં ત્વરાથી આવી પડે છે. ૨૯

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रा-
न्वदनैर्ज्वलद्भिः ॥ तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥

ચારે તરફથી પ્રકાશિત મુખોવડે આપ સર્વ લોકોને પકડીને ચાટો છો; અને હે વિષ્ણુ ! આપના તેજ વડે સમગ્ર જગતને

ભરપૂર કરીને આપની ઉગ્રકાંતિવડે તપાવો છો.

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तु ते देववर प्रसीद ॥ विज्ञातुमिच्छामि भवंतमाद्यं नहि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

આવા ઉગ્રરૂપવાળા આપ કોણ છો તે મને કહો. હે દેવાધિપતે ! આપને નમસ્કાર હો. આપ પ્રસન્ન થાઓ. આપને પ્રથમના રૂપમાંજ હું જોવા ઇચ્છું છું. આપની આ પ્રવૃત્તિને હું સમજી શકતો નથી. ૩૧

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

હું લોકોનો ક્ષય કરવાવાળો મહાન કાળ છું; લોકોનો નાશ કરવાને અહીં પ્રવૃત્ત થયો છું; અને તું નહિ લડે તોપણ ઉભય સેનાઓમાંના સર્વ યોદ્ધાઓ જીવતા રહેવાના નથી. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा

शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् । मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेताऽसि रणे सपत्ना- ३४

માટે હે અર્જુન ! ઉભો થા, શત્રુઓને જીતીને યશ મેળવ અને સમૃદ્ધ રાજ્યને ભોગવ. એઓને મેં પ્રથમથીજ હણી રાખેલા છે. તું તો માત્ર નિમિત્ત બનીને મારા મારી રાખેલા આ દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા વીર યોદ્ધાઓને હણ. વૃથા દુઃખી નહિ થતાં યુદ્ધ કર. રણમાં શત્રુઓને તુંજ જીતીશ.

संजय उवाच । સંજય બોલ્યા:-

एतदूश्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी । नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

કેશવનાં એવાં વચન સાંભળીને અર્જુને કાંપતે કાંપતે શ્રીકૃષ્ણને બે હાથ જોડીને

નમસ્કાર કર્યાં અને પછી તે પ્રણામ કરીને બીતા બીતા ગદગદ સ્વરે કહેવા લાગ્યો. ૩૫

अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्र - ष्यत्य नुरज्यत च । रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥**

હે હૃષીકેશ! જગત આપના ગુણકીર્તન વડે અતિ હર્ષ પામીને આપનામાં પ્રીતિ કરે છે; રાક્ષસો આપથી ભય પામીને દિશાઓમાં નાસે છે અને સર્વ સિદ્ધોના સમૂહો આપને નમસ્કાર કરે છે તે સર્વ યોગ્યજ છે.

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे । अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

હે મહાત્મન્! હે અનંત! હે દેવાધિદેવ! સર્વથી શ્રેષ્ઠ તેમજ બ્રહ્માના પણ આદિકર્તા એવા આપને તેઓ શા માટે ન નમે? હે જગન્નિવાસ! આપ સત્ અને અસત્થી પર એવા અક્ષરબ્રહ્મ છો. ૩૭

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् । वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥

આપ આદિદેવ અને પુરાણ પુરુષ છો; આપ વિશ્વના પરમનિધાન છો; સર્વને જાણનારા તથા જાણવા યોગ્ય આપજ છો; આપજ પરમધામ (સર્વથી શ્રેષ્ઠ સ્થાન) છો; અને હે અનંત રૂપવાળા! આ વિશ્વને આપેજ વિસ્તાર્યું છે અને આપેજ વ્યાપ્ત કર્યું છે. ૩૮

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्व पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, બ્રહ્મા અને તેમના પિતા પણ આપજ છો. આપને હજારો વાર નમસ્કાર હો. ફરી ફરીથી પણ આપને નમસ્કાર હો. નમસ્કાર હો. ૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं

सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

આપને સામેથી નમસ્કાર હો; પાછળથી નમસ્કાર હો; અને સર્વ બાજુથી હે સર્વરૂપ! આપને નમસ્કાર હો. આપનું સામર્થ્ય અનંત તથા પરાક્રમ અપાર છે. આપ સર્વમાં વ્યાપીને પણ રહ્યા છો અને સર્વ રૂપ પણ છો.

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति। अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चाव हासार्थमसत्कृतोऽसि विहारशय्यासन भोजनेषु। एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

આપના આ મહિમાને નહિ જાણવાથી મેં આપને સખા માનીને ભૂલથી કે મશ્કરીમાં હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એ પ્રમાણે જે અમર્યાદિત વચન કહેલાં છે; અને હે અચ્યુત! આહાર વિહારમાં, સુવા બેસવામાં, તથા એકાન્તમાં તેમ માણસો વચ્ચે ઉપહાસમાં

આપ મારાથી જે અનાદર પામ્યા છો; તેની હે અનંત ! આપ પાસે ક્ષમા માગુંછું. ૪૧, ૪૨,

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥**

હે અનુપમ પ્રભાવવાળા ! 'આપજ આ ચરાચર લોકના પિતા, પૂજ્ય અને ગુરૂના ગુરૂ છો. ત્રણે લોકમાં આપની તુલ્યજ કોઈ નથી, ત્યાં અધિક તો ક્યાંથીજ હોય ? ૪૩

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥**

આપ પૂજ્ય પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરીને પ્રસન્ન થવા પ્રાર્થના કરૂંછું. જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો અને પતિ પ્રિયાનો અપરાધ ક્ષમા કરે છે; તેમ હે દેવ ! આપ મારા અપરાધ ક્ષમા કરો. ૪૪

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च**

प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

કદિ નહિ જોયલા એવા આપના આ રૂપને જોઈને હું હર્ષ પામ્યો છું; પરંતુ ભયથી મારૂં મન અતિ વ્યાકુળ થયેલું છે. માટે હે દેવોના દેવ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. અને હે દેવ! આપનું તે પૂર્વનું રૂપ દર્શાવો.

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

આપને હવે તેવાજ મુકુટધારી અને હાથમાં ગદા તથા ચક્રવાળા હું જોવા ઇચ્છું છું; માટે હે હજારો હાથવાળા વિશ્વમૂર્તે! આપ તે ચતુર્ભુજ રૂપે થાઓ. ૪૬

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યાઃ-

मया प्रसन्नेन तवाऽर्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

હે અર્જુન ! પૂર્વે બીજા કોઇએ ન જોયલું તેજોમય, અનંત, આદ્ય અને પરમ એવું મારૂં આ વિશ્વરૂપ તારાપર પ્રસન્ન થઇને મારા યોગબળવડે મેં તને બતાવ્યું છે. ૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

હે કુરૂવીરશ્રેષ્ઠ ! મારૂં આવું રૂપ વેદથી, યજ્ઞથી, અધ્યયનથી, દાનથી, કર્મથી કે ઉગ્ર તપથી પણ આ મનુષ્ય લોકમાં તારા વિના બીજાને જોવા મળી શકે તેમ નથી. ૪૮

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

મારૂં આવું ઘોર રૂપ જોઇને તને દુઃખ અને વિમૂઢતા ન થાઓ. તું ભયને ત્યજી પ્રસન્ન મનથી પાછો મારા આ પૂર્વ રૂપને જો.

संजय उवाच । સંજય બોલ્યાઃ-

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं

दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

આ પ્રમાણે કહીને વાસુદેવે અર્જુનને પાછું પોતાનું તે પૂર્વરૂપ દેખાડયું અને પ્રથમની પેઠે સૌમ્ય શરીરવાળા થઇને તે મહાત્માએ ભય પામેલા અર્જુનને આશ્વાસન આપ્યું.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

द्रष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

હે જનાર્દન ! આપનું આ સૌમ્ય માનવરૂપ જોઇને હવે હું સચેત થયો છું અને મારૂં મન પૂર્વવત્ સ્વસ્થ થયું છે. ૫૧

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

सुदुर्दर्शमिदं रूपं द्रष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२

મારૂં જે સુખે દુઃખે જોઇ શકાય એવું વિશ્વરૂપ તેં જોયું તે રૂપના દર્શનની દેવો પણ સદાય આકાંક્ષા રાખે છે. ૫૨

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

તેં મને જેવો જોયો તે રૂપે હું વેદથી, તપથી, દાનથી કે હોમથી જોઇ શકાઉં એમ નથી.

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

હે પરંતપ અર્જુન ! કેવળ અનન્ય ભક્તિવડેજ એ પ્રમાણે મને જાણવો, જોવો અને તત્ત્વથી મારામાં પ્રવેશ કરવો શક્ય છે. ૫૪

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥

મારી પ્રીતિ અર્થેજ કર્મ કરનાર, મનેજ સર્વશ્રેષ્ઠ તથા સર્વસ્વ ગણનાર, અન્ય સર્વસંગ–આસક્તિ–ને ત્યજી મારીજ ભક્તિ કરનાર અને સર્વ ભૂતો સાથે વૈરરહિત બનનાર ભક્તજ મને પ્રાપ્ત થાય છે. ૫૫

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां यो० श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शन योगो नामैकादशोऽध्यायः ॥११॥

## અધ્યાય ૧૨ મો–ભક્તિયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

એવી રીતે ચિત્તને સદા આપમાં જોડતા રહીને જે ભકતો આપને ઉપાસે છે; તથા જેઓ અક્ષર, અને અવ્યક્ત બ્રહ્મરૂપે આપને ઉપાસે છે; તે બેમાંથી શ્રેષ્ઠ યોગવેત્તા કોણ !

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

જે નિત્યયુક્ત ભકતો મનને મારામાં જોડીને પરમ શ્રદ્ધા સહિત મને ઉપાસે છે; તેઓ મારા મતથી ઉત્તમ યોગી છે. ૨

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

જેઓ સર્વ ઇન્દ્રિયોને નિયમમાં રાખી અવર્ણનીય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચળ તથા અવિનાશી એવા અક્ષરબ્રહ્મને ઉપાસે છે; તથા સર્વત્ર સમબુદ્ધિપૂર્વક સર્વ ભૂતોનું હિત કરવામાં મચ્યા રહે છે; તેઓ પણ મનેજ પામે છે. પરંતુ તે અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાઓને ક્લેશ ઘણો વધારે પડે છે. કેમકે દેહધારીઓને માટે અવ્યક્તનો માર્ગ દુઃખથી સિદ્ધ થાય એવો છે. ૩–૫

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७

અને જેઓ સર્વ કર્મો મને અર્પણ

કરીને અથવા તો જેઓ મારે પરાયણ થઈ અનન્ય યોગવડે ધ્યાન કરતા રહીને મને ઉપાસે છે; તેવા મારામાં ચિત્તવાળાઓને. હે પાર્થ ! આ જન્મ મૃત્યુમય સંસાર સાગરમાંથી હું વિના વિલંબે ઉદ્ધાર કરૂં છું. ૬, ૭

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥८।**

માટે તું મારામાંજ મન રાખ અને બુદ્ધિને પણ મારામાંજ જોડી રાખ; એટલે પછી તું નિ:સંશય મારામાંજ આવી વસીશ. ૮

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय॥९॥**

જો તું આ પ્રમાણે ચિત્તને મારામાં સ્થિર કરવાને સમર્થ ન હોય તો હે ધનંજય ! અભ્યાસની સહાયવડે મને પામવાની ઈચ્છા કર;

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सि[illegible]मवा[illegible]यासि ॥१०**

અને અભ્યાસ કરવાને પણ અસમર્થ હોય

તો પછી મારી પ્રાપ્તિ અર્થે જ કર્મો કરનારો થા. મારે માટે કર્મો કરવાથી પણ તું મોક્ષને પામીશ.

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥**

જો તેમ કરવાને પણ તું અશક્ત હોય તો મારા યોગનો આશ્રય લઈ સર્વ કર્મનાં ફળનો ત્યાગ કરીને ધીમે ધીમે મનને વશ કર. ૧૧

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञाना[illegible]ध्यानं विशिष्यते।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥**

કેમકે એવી સ્થિતિમાં અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે; જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાનથી પણ કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; કેમકે ફળત્યાગથી પણ છેવટે શાન્તિ પ્રાપ્ત થાય છે.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥**

સર્વ ભૂતોમાં દ્વેષ વિનાનો, મિત્રતા તથા

કરૂણાવાળો, મમતારહિત, અહંતારહિત, દુઃખ સુખમાં સમતાવાળો, ક્ષમાવાળો, સદા સંતોષી, ઇંદ્રિયોને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં મન–બુદ્ધિને જોડી રાખનારો, આવો જે મારો યોગી ભક્ત, તે મને પ્રિય છે. ૧૩, ૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५**

જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, શોક, ભય, ખેદથી મુક્ત છે તે મને પ્રિય છે.

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः १६**

જે મારો ભક્ત સ્પૃહા વિનાનો, પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય અને સર્વ આરંભને છોડી બેઠેલો છે; તે મને પ્રિય છે. ૧૬

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः१७**

જે કશાનો હર્ષ કે દ્વેષ કરતો નથી; જે

કશાની ચિંતા કે ઇચ્છા કરતો નથી અને જે શુભ તથા અશુભ કર્મને ત્યજી દઈ ભક્તિમાન બન્યો છે; તે મને પ્રિય છે. ૧૭

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८**
**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः १९**

જે શત્રુ અને મિત્રમાં, માન અને અપમાનમાં, શીત તેમ ઉષ્ણમાં તથા સુખ તેમ દુઃખમાં સમાન હોઈ સર્વત્ર આસક્તિ વિનાનો છે; જેને નિંદા અને સ્તુતિ સરખાં છે; જે થોડું બોલનારો, સર્વ સ્થિતિમાં સંતુષ્ટ, ઘર વિનાનો અને સ્થિર બુદ્ધિવાળો છે; તેવો ભક્તિમાન પુરૂષ મને પ્રિય છે. ૧૮, ૧૯

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः२०**

જેઓ મનેજ સર્વસ્વ માની ઉપર કહેલા અમૃતતુલ્ય ધર્મને શ્રદ્ધાથી આચરે છે; તેવા

ભક્ત મને અત્યંત પ્રિય છે. ૨૦

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥**

## અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

**प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।**
**एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१॥**

હે કેશવ! પ્રકૃતિ, પુરૂષ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેય; એ હું જાણવા ઇચ્છું છું.

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥**

હે કૌંતેય! એ વિષયને જાણનારા જ્ઞાનીઓ આ શરીરને 'ક્ષેત્ર' કહે છે અને એને જાણવાવાળો જે આત્મા, તેને 'ક્ષેત્રજ્ઞ' કહે છે.

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**

**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ ३ ॥**

સર્વ ક્ષેત્રોમાં હે ભારત ! ક્ષેત્રજ્ઞરૂપે મનેજ રહેલો જાણ. આ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ ખરૂં જ્ઞાન છે; એવો મારો મત છે. ૧૩

**तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥४॥**

તે ક્ષેત્ર જે છે, જેવું છે, જેવા વિકારોવાળું છે, જેમાંથી ઉપજેલું છે અને જે ભેદોવાળું છે; તથા તે ક્ષેત્રજ્ઞ પણ જે કાંઇ છે ને જેવા પ્રભાવવાળો છે; ત મારાથી સંક્ષેપમાં સાંભળ.

**ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ५ ॥**

ઋષિઓએ વિવિધ છંદથી બહુ પ્રકારે એ જ્ઞાનને ગાયું છે; અને પૂર્ણ નિશ્ચિત અર્થને દર્શાવનારાં બ્રહ્મસૂત્રનાં પદોમાં પણ તે જ્ઞાન હેતુ તથા યુક્તિ સહિત કહેલું છે. ૫

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥६॥**

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ७ ॥

પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત (અદ્રશ્ય-માયા), દશ ઇન્દ્રિયો, એક મન, જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષય, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (શરીર) ચેતના અને ધીરજ; એ પ્રમાણે ક્ષેત્રનું સ્વરૂપ તેમાં રહેલા વિકારો સહિત સંક્ષેપમાં કહ્યું છે. ૬, ૭

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥
इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥

અમાનિપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યસેવા, પવિત્રતા, સ્થિરતા, મનોનિગ્રહ, ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય અને અહંકારરહિતપણું; તેમજ જન્મ, મૃત્યુ, જરા

અને વ્યાધિમાં રહેલાં દુઃખ તથા દોષોનું ચિંતન;વળી કર્મમાં અનાસક્તિ, પુત્ર–સ્ત્રી–ગૃહ, ધન ઇત્યાદિમાં અલોલુપતા, ઇષ્ટ તેમજ અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તની સદાય સમાનતા, તથાઃ–૮–૧૦

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥११॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥१२

મારામાં અનન્ય ભાવયુક્ત અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત સ્થળનું સેવન, પ્રાકૃત લોકસમૂહમાં અપ્રીતિ, સદાય અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા તથા તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર; એ સર્વનું નામ "જ્ઞાન" કહ્યું છે; અને જે એ વિનાનું અથવા એથી ઉલટું તે સર્વ "અજ્ઞાન" સમજવું. ૧૧, ૧૨

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादि मत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१३॥

હવે તે જ્ઞેય (જાણવા યોગ્ય) બ્રહ્મ જેને

જાણવાથી જીવ મોક્ષને પામે છે તે વિષે કહીશ. તે બ્રહ્મ અનાદિ અને સર્વથી પર છે. વાસ્તવમાં તેને સત્ તેમ અસત્ કહી શકાતું નથી.

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१४॥**

સર્વ તરફ તેને હાથપગ છે; સર્વ તરફ તેને નેત્ર, શિર અને મુખ છે; સર્વત્ર તેને કાન છે; અને એવા સર્વજ્ઞ, સર્વશક્તિમાનરૂપે આ લોકમાં તે સર્વત્ર વ્યાપી રહેલું છે.

**सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥**

સર્વ ઇન્દ્રિયોના ગુણધર્મોને પ્રકાશનારૂં છતાં તે સર્વ ઇન્દ્રિયોથી રહિત છે; સર્વને ધારણ કરનારૂં છતાં તે સર્વ પ્રતિ અનાસક્ત છે; અને સર્વ ગુણોનું ભોક્તા છતાં નિર્ગુણ છે. ૧૫

**बहिरंतश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१६॥**

તે પરબ્રહ્મ સર્વ સ્થાવર જંગમ ભૂતોની

બહાર તેમજ અંદર વ્યાપી રહેલું છતાં અતિ સૂક્ષ્મ હોવાથી મન-ઇંદ્રિયાદિવડે જાણી શકાતું નથી અને સમીપ છતાં પણ દૂર ભાસે છે.

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥**

તે અખંડ-અવિભક્ત હોવા છતાં ભૂતોમાં વિભક્તની પેઠે રહેલું ભાસે છે. વળી તે જ્ઞેય બ્રહ્મ સર્વ ભૂતોનું પોષક છતાં સર્વનો સંહાર અને ઉત્પત્તિ કરનારૂં પણ તે જ છે. ૧૭

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१८**

તે સૂર્ય ચંદ્રાદિ જયોતિઓની પણ જયોતિ તથા અંધકારથી પર કહેવાય છે. તે જ્ઞાન રૂપ, જ્ઞેયરૂપ અને જ્ઞાનવડે જાણી શકાય એવું હોઇને સર્વના હૃદયમાં અધિષ્ઠિત છે. ૧૮

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१९॥**

એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય વિષે

ટુંકામાં જે તને કહ્યું; તે યથાવત્ જાણવાથી મારો ભક્ત મારા ભાવને પામે છે. ૧૯

**प्रकृतिं पुरुषं चैव वि चनादी उभावपि ।**
**विकारां गुणांश्चैव विद्धि प्र तिसंभवान्॥२०॥**

પ્રકૃતિ તેમ પુરુષ બંનેને તું અનાદિ જાણ; પરંતુ આગળ કહેલા સર્વ વિકારો અને ગુણોને તો તું પ્રકૃતિથીજ ઉદ્ભવેલા જાણ. ૨૦

**कार्यकारणक त्वे हेतुः प्र तिरुच्यत ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२१॥**

કાર્ય (દેહ) અને કરણ (ઇંદ્રિય) ના કર્તાપણામાં પ્રકૃતિનેજ હેતુ કહી છે; અને પુરુષને તો માત્ર સુખ દુઃખાદિનો ભોકતાજ કહ્યો છે.

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृ जान् णान् ।**
**कारणं णसंगोऽस्य सदसद्योनिजन्म ॥२२॥**

પ્રકૃતિમાં અધિષ્ઠિત પુરુષ પ્રકૃતિજન્ય ગુણોમાં મિથ્યા અહંતા મમતા ધારણ કરીને તેને ભોગવે છે; અને ગુણો સાથેનો તેનો એ સંયોગજ તેને સારી નરસી યોનિઓમાં

વારંવાર જન્મ થવાનું કારણ બને છે. ૨૨

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन् पुरुषः परः २३**

આ દેહમાં રહેલો એ પ્રકૃતિના ગુણોનો દ્રષ્ટા, અનુમોદક, ભર્તા અને ભોક્તા, એવો પરમ પુરૂષ; ત મહેશ્વરનેજ તેના ઉપાધિરહિત નિત્ય શુદ્ધ રૂપમાં 'પરમાત્મા' કહે છે. ૨૩

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते २४**

આ પ્રમાણે જે પરમ પુરુષને નિર્ગુણ જાણે છે; અને પ્રકૃતિનેજ ગુણ-વિકારવાળી જાણે છે; તે સર્વથા વર્તવા છતાં ફરી જન્મતો નથી.

**ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे॥२५॥**

એ પરમાત્માને એવો જાણ્યા પછી કેટલાક ધ્યાનયોગવડે, કેટલાક જ્ઞાનયોગવડે, અને કેટલાક કર્મયોગ વડે ચિત્તને શુદ્ધ કરીને તેનો પોતાથીજ પોતામાં સાક્ષાત્કાર પામે છે.

**अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।**

तेऽपिचातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः॥२६॥

તે પરમાત્માને તેવો ન જાણનારા જે સજ્જનો બીજાઓ પાસેથી સાંભળીને પણ શ્રદ્ધાથી તેને ઉપાસે છે; તેઓ પણ આ જન્મ મૃત્યુમય સંસારને નિશ્ચય તરી જાય છે. ૨૬

यावत्संजायते किंचित्सत्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २७ ॥

જે કાંઇ સ્થાવરજંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે હે ભરતશ્રેષ્ઠ ! ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના-પ્રકૃતિ પુરૂષના-સંયોગથીજ ઉપજે છે એમ જાણ. ૨૭

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति२८

જે મનુષ્ય આ સર્વ નાશવંત ભૂતોમાં તે અવિનાશી પરમેશ્વરને સમાનપણે રહેલા જુએ છે તેજ યથાર્થ જુએ છે. ૨૮

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्

કેમકે, સર્વમાં સદાય સમાનપણે રહેલા

ઇશ્વરને જે એમ પોતામાં, બીજામાં અને સર્વમાં તેવાજ સમભાવથી જોઇ શકે છે; તે મનુષ્ય પછી પોતાવડે પોતાને હણતો નથી અને તેથી પરમગતિને પામે છે. ૨૯

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः।**
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति।३०**

ટુંકમાં સર્વ કર્મ સર્વ પ્રકારે પ્રકૃતિવડેજ કરાય છે અને આત્મા તો સર્વત્ર અકર્તાજ છે; એમ જે જુએ છે તેજ ખરેખરૂં જુએ છે. ૩૦

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ।।३१।।**

જ્યારે મનુષ્યને આ સર્વ જુદાં જુદાં પ્રાણીઓ એકજ આત્મામાં રહેલાં જણાય છે અને તે એકમાંથીજ સર્વ વિસ્તાર થયેલો સમજાય છે; ત્યારેજ તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

**अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः।**
**शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ३२**

આ પરમાત્મા અનાદિ અને નિર્ગુણ

હોવાથી ક્રિયા અને વિકાર રહિત છે અને તેથી તે શરીરમાં રહેલો છતાં પણ હે કુંતીપુત્ર! નથી તે કાંઈ કરતો કે નથી કશાથી લેપાતો. ૩૨

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३३॥**

જેમ આકાશ સર્વમાં રહેલું છતાં સૂક્ષ્મ હોવાને લીધે કશાથી લેપાતું નથી; તેમ આત્મા પણ સર્વ દેહોમાં રહેલો છતાં અતિશય સૂક્ષ્મ હોવાથી પ્રકૃતિના ગુણો વડે લેપાતો નથી. ૩૩

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३४॥**

જેમ સૂર્ય એકજ છતાં સર્વ લોકને પ્રકાશે છે; તેમ હે ભારત! આ એકજ ક્ષેત્રજ્ઞ પરમાત્મા સર્વ ક્ષેત્રરૂપી શરીરોને પ્રકાશે છે. ૩૪

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३५॥**

આ પ્રમાણે જેઓ જ્ઞાનરૂપ ચક્ષુવડે શરીર અને આત્મા વચ્ચે રહેલા ભેદને તથા ભૂત

માત્રની ઉત્પત્તિના કારણરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિ માંથી છુટવાના ઉપાયને યથાવત જાણે છે; તેઓ ઉચિત પ્રયત્ન કરીને પરમપદને પામે છે. ૩૫

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः

## અધ્યાય ૧૪ મો—ત્રિગુણવિભાગ યોગ.

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम्।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः १**

હવે સર્વ જ્ઞાનોથી ઉત્તમ એવું પરમજ્ઞાન, જેને જાણીને સર્વ મુનિઓ આ લોકમાં પરમ સિદ્ધિને પામ્યા હતા; તે તને ફરીથી કહું છું.

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः।**
**सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च॥२॥**

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સ્વરૂપને પામનારાઓ જગતની ઉત્પત્તિકાળે ઉત્પન્ન

થતા નથી અને પ્રલયસમયે મરતા નથી. ૨

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥**

મારી યોનિ મહાન પ્રકૃતિ છે, અને તેમાં હું ગર્ભ મૂકું છું તેથીજ હે ભારત! સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

**सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥**

હે કૌંતેય! સર્વ યોનિઓમાં જે જે મૂર્તિઓ જન્મે છે તે યોનિઓનું જન્મસ્થાન પણ તે મહદ્ પ્રકૃતિજ હોવાથી સર્વનો બીજ આપનારો મૂળ પિતા હુંજ છું. ૪

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥**

એ પ્રકૃતિમાંથીજ ઉત્પન્ન થએલા સત્વ, રજસ અને તમસ એ ગુણો હે મહાબાહો! અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે.

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**

सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

હે નિષ્પાપ ! તેમાં સત્વગુણ એ નિર્મળતાને લીધે પ્રકાશક તથા ઉપદ્રવરહિત હોવાથી જીવને સુખ અને જ્ઞાનની સંગે બાંધે છે. ૬

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥

રજોગુણને તું તૃષ્ણા અને આસક્તિને લીધે લોભરૂપે ઉત્પન્ન થનારો જાણ. હે કૌંતેય ! જીવને તે કર્મોમાં બાંધે છે. ૭

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥

હે ભારત ! સર્વ જીવોને મોહમાં ફસાવનારો તમોગુણ અજ્ઞાનથી ઉપજેલો જાણ. જીવને તે પ્રમાદ, આળસ તથા નિદ્રામાં બાંધે છે.

सत्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥

ટુંકમાં હે ભારત ! સત્વગુણ સુખમાં જોડે છે અને રજોગુણ કર્મમાં તથા તમો-

ગુણ જ્ઞાનને ઢાંકી દઇ પ્રમાદમાં જોડે છે. ૯

**रजस्तमश्चाभिभूय सत्वं भवति भारत ।**
**रजः सत्वं तमश्चैव तमः सत्वं रजस्तथा ॥१०॥**

હે ભારત ! રજોગુણ અને તમોગુણ દબાતાં સત્વગુણ પ્રબળ થાય છે; સત્વગુણ તથા તમોગુણ દબાતાં રજોગુણ પ્રબળ થાય છે અને સત્વગુણ તથા રજોગુણ દબાતાં તમોગુણ પ્રબળ થાય છે.

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥११**

આ દેહમાં મન ઇંદ્રિયાદિ સર્વ દ્વારોમાં જ્યારે આનંદ અને જ્ઞાન ઉત્પન્ન થાય; ત્યારે સત્વગુણ વિશેષ વધેલો છે એમ જાણવું. ૧૧

**लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।**
**रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**

લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાન્તિ અને ઇચ્છા; એ વસ્તુઓ હે ભરતશ્રેષ્ઠ ! રજોગુણ વધવાથી પેદા થાય છે. ૧૨

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**

**तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३॥**

અને હે કુરૂનંદન! તમસ વધવાથી અજ્ઞાન, અસુખ, અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ ઉપજે છે.

**यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**तदोत्तमविदां लोकान् अमलान्प्रतिपद्यते ॥१४**

સત્વની પ્રબળતામાં દેહ છૂટવાથી પ્રાણી ઉત્તમ જ્ઞાનીઓના પવિત્ર લોકને પામેછે. ૧૪

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥**

રજસની પ્રબળતામાં દેહ છૂટતાં તે કર્માસકત લોકોમાં જન્મે છે; અને તમસની પ્રબળતા કાળે દેહ છૂટતાં મૂઢ યોનિમાં જન્મેછે. ૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥**

સારાં કર્મોનું ફળ સાત્વિક અને નિર્મળ કહેવાય છે; રજોગુણી કર્મોનું ફળ દુઃખ છે; અને તમોગુણી કર્મોનું ફળ અજ્ઞાન છે. ૧૬

**सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**

**प्रमादमोहौ तमसो भवतो ज्ञानमेव च ॥१७॥**

સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે; રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ તેમજ અજ્ઞાન ઉપજે છે. ૧૭

**ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥**

સાત્વિક પ્રકૃતિવાળા ઉચ્ચ ગતિને પામે છે; રજોગુણી મધ્યમાં રહે છે અને કનિષ્ઠ ગુણ-વૃત્તિવાળા તામસો નીચ ગતિને પામે છે. ૧૮

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥**

પરંતુ દ્રષ્ટા જ્યારે પ્રકૃતિના ગુણો સિવાય બીજાને કર્તા-ભોક્તા જોતો નથી અને પોતાને શુદ્ધાત્મારૂપે ત્રણે ગુણોથી પર-અકર્તા તથા અભોક્તા જોઇ શકે છે; ત્યારે તો તે મારા ઈશ્વરભાવનેજ પામે છે. ૧૯

**गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥**

દેહની ઉત્પત્તિના કારણરૂપ ત્રણે ગુણોને એ રીતે જે ઓળંગી જાય છે; તે જન્મ, મરણ અને જરાનાં દુઃખોથી છૂટીને મોક્ષને પામે છે.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

कैर्लिंगैस्त्री- गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१

હે પ્રભો ! કયાં લક્ષણવડે, કેવાં આચરણથી અને કેવી રીતે મનુષ્ય એ ત્રણ ગુણોને ઓળંગી તેનાથી પર થઈ શકે ? ૨૧

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२

હે પાંડવ ! સત્વના ચિન્હરૂપ જ્ઞાન અને આનંદ, રજસના ચિન્હરૂપ પ્રવૃત્તિ, કિંવા તમસના ચિન્હરૂપ મોહ; એમાંનું જે કાંઇ પ્રવર્તેલું હોય તેનો જે દ્વેષ કરતો નથી અને નિવૃત્ત થયેલું હોય તેની જે ઇચ્છા કરતો નથી; ૨૨

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।

**गुणा वर्त्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥**

અર્થાત ગુણોમાં અહુંતા મમતા લાવીને ચલાયમાન નહિ થતાં જે તેમના પ્રત્યે ઉદાસીન જેવોજ રહે છે; અને અંતર, બાહ્ય, સર્વત્ર " ગુણોજ ગુણો પ્રત્યે પ્રવર્તી રહ્યા છે " એ નિશ્ચયમાં દૃઢ–સ્થિર રહીને પ્રવૃત્તિ કરતો નથી;

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥**

તેમજ જે દુઃખ સુખમાં સમદૃષ્ટિવાળો અને સ્વસ્થ રહે છે; જેને માટી, પત્થર અને સોનું સમાન છે; જેને પ્રિય અને અપ્રિય તેમજ પોતાની નિંદા અને સ્તુતિ બેઉ સરખાં છે; જે ધીરજવાળો છે; ૨૪

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥**

તથા જે માન અપમાનમાં સમાન છે; જે મિત્ર તેમજ શત્રુના પક્ષ પ્રત્યે સમાન છે તથા જેણે સર્વ સકામ કર્મોનો પરિત્યાગ કર્યો છે;

તેવો પુરૂષ ગુણાતીત કહેવાય છે. ૨૫

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६**

જે અવ્યભિચારી-એકનિષ્ઠ-ભક્તિયોગવડે મને સેવે છે; તેજ એ ગુણોને સારી રીતે તરી શકીને એવો-બ્રહ્મરૂપ થવાને યોગ્ય-બને છે.

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७**

કેમકે અવિનાશી અને નિર્વિકારી બ્રહ્મનું, શાશ્વત ધર્મનું અને પરમાવધિ ઉપમારહિત સુખનું સર્વોત્તમ સ્થાન હુંજ છું. ૨૭

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥**



## અધ્યાય ૧૫ મો—પુરુષોત્તમયોગ.



श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् १**

જેનું (પરમાત્મારૂપી) મૂળ ઉંચે છે; જેની શાખાઓ (વિસ્તાર) નીચે છે અને વેદ જેનાં પાન છે; એવો આ સંસારરૂપી પીપળો પ્રવાહરૂપેજ નાશરહિત કહેવાય છે; માટે જે એને તત્ત્વથી જાણે છે તેજ ખરો વેદવેત્તા છે. ૧

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुण-**
**प्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसं-**
**ततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

સત્વાદિ ગુણોવડે પોષાયલી અને વિષયોરૂપી કુંપળોવાળી તેની શાખાઓ ઉંચે અને નીચે પ્રસરેલી હોઇને તેનાં કર્મમાં જોડનારાં વાસનારૂપી મૂળો એકમાંથી એક ફૂટતાં ચાલી આ લોકમાં નીચે ઉંચે સર્વત્ર ખૂબ ફેલાયલાં છે.

न रूपमस्ये तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रति[illegible] । अ[illegible] [illegible]विरूढ-मूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः । तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

વાસ્તવમાં તેનું અવિનાશી રૂપ, તેમજ તેની સ્થિતિ, આદિ કે અંત, કશુંજ ઉપલબ્ધ થતું નથી. માટે વાસનારૂપી અતિપુષ્ટ મૂળોવાળા આ સંસાર વૃક્ષને અનાસક્તિરૂપી દૃઢ શસ્ત્ર-વડે છેદી નાખવો; અને પછી "જેમાંથી આ પ્રાચીન સંસાર વૃક્ષની પ્રવૃત્તિ થઈ છે તે પરમપદજ શોધવા યોગ્ય છે" એવો નિશ્ચય કરીને "જેને પામનારાઓને પાછું આ સંસારમાં આવવું પડતું નથી તે આદિ પુરૂષનેજ શરણે છું" એવી ભાવના ધારણ કરવી. ૩,૪

निर्मानमो[illegible] । जितसंग[illegible]षा अध्यात्मनि-त्या विनि[illegible]त्तकामाः । द्वंद्वैर्वि[illegible]क्ताः सुखदुःख-

संङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

मान मोहने त्यजनારા, સંગદોષને જીતનારા, સદા અધ્યાત્મ અભ્યાસમાં રહેનારા, અન્ય સર્વ કામનાઓને ત્યજી ચુકેલા અને સુખ દુઃખાદિ જોડકાંથી મુક્ત થએલા પુરૂષાર્થીઓજ તે અવિનાશી પદને પહોંચી શકે છે. ૫

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तते तद्धाम परमं मम ॥ ६ ॥

જે પદને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી અને જ્યાં પહોંચેલા પાછા જન્મ મરણમાં આવતા નથી; તેજ મારૂં પરમધામ છે. ૬

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

મારોજ સનાતન અંશ આ મૃત્યુલોકમાં જીવ બનીને પ્રકૃતિમાં રહેલી પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠા મનને પોતામાં ખેંચી લે છે. ૭

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

વાયુ જેમ ગંધને પુષ્પાદિકોમાંથી બીજા સ્થાને લઇ જાય છે; તેમ મન ઇંદ્રિયોનો સ્વામી આ જીવાત્મા, મન તથા ઇંદ્રિયોને એક શરીરમાંથી બીજા શરીરમાં જતી વખતે સાથે લઇ જાય છે; અને પછી તે કાન, આંખ, ત્વચા, જીભ અને નાક એ ઇન્દ્રિયોનો તથા મનનો આશ્રય લઇને વિષયોને ભોગવે છે. ૮, ૯

**उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम्**
**विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १०**

મૂઢ લોકો તેને શરીરમાં રહેતાં, નીકળી જતાં, તેમજ ઇંદ્રિયોથી યુકત થઇને ભોગ ભોગવતાં જોઈ શકતા નથી; જ્ઞાનચક્ષુવાળાઓજ જોઇ શકે છે.

**यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११**

યત્ન કરનારા યોગીઓ એને આત્મામાં રહેલો જોઇ શકે છે. મલીન બુદ્ધિવાળા અવિવેકી

યત્ન કરવા છતાં પણ તેને જોઈ શકતા નથી. ૧૧

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥

જે તેજ સૂર્યમાં રહીને અખિલ જગતને પ્રકાશ આપે છે અને જે તેજ ચંદ્રમાં તથા અગ્નિમાં રહેલું છે તે તેજને મારૂંજ જાણ.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः

પૃથ્વીમાં પેસીને હુંજ સર્વ ભૂતોને મારા ઓજસવડે ધારણ કરૂં છું; તથા રસદાયક ચંદ્ર બનીને હુંજ સર્વ ઓષધિઓને પોષું છું. ૧૩

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

જઠરાગ્નિ થઈને હુંજ પ્રાણીમાત્રના શરીરમાં રહ્યો છું અને પ્રાણ તથા અપાનની સાથે ભળીને ચારે પ્રકારના અન્નને પચાવું છું. ૧૪

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः
स्मृतिर्ज्ञानमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो

**वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

સર્વના હૃદયમાં સ્મૃતિ, વિસ્મૃતિ, જ્ઞાન, અજ્ઞાન, એ સર્વ મારાવડેજ થાય છે. વળી સર્વ વેદોમાંથી જે જાણવાનું તે પણ હું છું અને વેદોનો કર્તા તથા વેદવેત્તા પણ હુંજ છું. ૧૫

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६**

આ સંસારમાં ક્ષર અને અક્ષર એવા જે બે પુરૂષ (પદાર્થ) છે; તેમાં સર્વ ભૂતોને ક્ષર (નાશવંત) કહે છે અને તેમાં રહેનારા અવિનાશી જીવાત્માને અક્ષર કહે છે. ૧૬

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७**

પરંતુ 'પરમાત્મા' એવા નામથી શાસ્ત્રોએ કહેલો ઉત્તમ પુરૂષ તો એ બંનેથી જુદોજ છે; કે જે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં ભરપૂર હોઇને સર્વનું પોષણ કરેછે. ૧૭

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**

**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥**

હું જે કારણે એ ક્ષર પદાર્થથી અતીત છું; તેજ કારણસર એ અક્ષર પદાર્થથી પણ ઉત્તમ છું; અને તેથીજ લોકોમાં અને વેદોમાં 'પુરૂષોત્તમ' નામથી પ્રસિદ્ધ છું. ૧૮

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

હે ભારત! જે મોહરહિત થઇને મને એવો 'પુરૂષોત્તમ' જાણે છે તેજ 'સર્વજ્ઞ' છે; અને તેજ સર્વ ભાવવડે મને ભજી શકે છે.

**इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत २०**

હે નિષ્પાપ ભારત! એ પ્રમાણે આ જે ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું; તેને સમજ્યાથીજ પુરૂષ બુદ્ધિમાન અને કૃતકૃત્ય થાયછે. ૨૦

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥१५॥

## અધ્યાય ૧૬ મો—દૈવાસુરસંપદ્-વિભાગયોગ.

---

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् १
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमाधृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગમાં વિશેષ સ્થિરતા, દાતાપણું, ઈંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન કરવી, ભૂતમાત્ર પ્રત્યે દયા, અલોલુપતા, નમ્રતા, લજ્જા, સ્થિરતા, તેજસ્વીપણું, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને નિર્માનતા, આ લક્ષણો હે ભારત! દૈવી સંપત્તિ સહિત જન્મેલા પુરૂ-

પોમાં સ્વભાવથીજ હોય છે. ૧-૩

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४**

હે પાર્થ ! આસુરી સંપત્તિ સહિત જન્મનારમાં સ્વભાવથીજ દંભ, ગર્વ, માનીપણું, ક્રોધ, કઠોર ભાષણ અને અજ્ઞાન હોય છે. ૪

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**माशुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५॥**

આમાં દૈવી સંપત્તિ મોક્ષદાયક અને આસુરી બંધનકારક માની છે. હે પાંડવ ! તું દૈવી સંપત્તિ સહિત જન્મેલો હોવાથી શોક ન કર.

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६**

આ જગતમાં દૈવી અને આસુરી એમ બે પ્રકારના જીવ પેદા થાય છે; તેમાં દૈવી જીવો વિષે આગળ વિસ્તારથી કહ્યું. હવે હે પાર્થ ! આસુરી જીવો વિષે સાંભળ. ૬

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**

न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥

શું કરવા જેવું ને શું ન કરવા જેવું; એની તો આસુરી જીવોને જાણુજ હોતી નથી. વળી તેમનામાં શૌચ, આચાર કે સત્ય પણુ હોતાં નથી.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

જગતને તેઓ અસત્ય, નિરાધાર, ઇશ્વર વિનાનું તથા પરસ્પર કાર્યકારણુતા વિનાજ બનેલું માને છે; અને વિષયોપભોગ વિના બીજો હેતુ એમાં શું હોય? એમ કહે છે. ૮

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

એવા ઉંધા વિચારો પકડીને તે અહિતકારી, ઉગ્રકર્મી તથા અલ્પબુદ્ધિ નષ્ટાત્માઓ જગતને જાણે કે લૂંટીને નષ્ટ કરવા સારૂજ પ્રવર્તે છે!

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥

લંબાયા કરીને તથા એક પછી એક

વધ્યા કરીને કદિ પુરીજ ન થાય એવી જે ભોગેચ્છાઓ; તેને દિવસાનુદિવસ આધિન થતા ચાલી દંભ, માન તથા મદથી ભરેલા તે દુરાચારીઓ મોહને લીધે ભળતાજ વિચારો પકડી લે છે; અને તેથી પછી અપવિત્ર કાર્યોમાં પ્રવૃત્ત થાય છે. ૧૦

**चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥**

"ભોગવિલાસજ સર્વશ્રેષ્ઠ વસ્તુ છે" એવા નિશ્ચયવાળા હોવાથી તેઓ મરતાં સુધી તેને લગતીજ અપાર ચિંતાઓમાં ડૂબ્યા રહે છે.

**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।**
**ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥**

આશાઓના સેંકડો પાશથી બંધાઇને તથા કામક્રોધપરાયણ રહીને તેઓ યથેચ્છ ભોગોને માટે અન્યાયથી ધન ભેગું કરવા મથે છે. ૧૨

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥**

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्तिसदृशोमया
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः॥
अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥

આજે મેં આ મેળવ્યું; હવે આ મનોરથને પામીશ; આટલું ધન તો છે ને વળી બીજું આટલું પ્રાપ્ત થશે; આ શત્રુને તો મેં હણ્યો; હવે બીજાઓને પણ હણીશ; હું ધણી, હું ભોગી, હું સિદ્ધ, હું બળવાન, હું સુખી, હું ધનવાન, હું માણસોવાળો, મારા સમાન બીજો કોણ છે? આટલું ભેગું કરી લઉં એટલે પછી હું અમુક તમુક યજ્ઞ કરીશ; દાન કરીશ; મોજશોખ કરીશ; આવા આવા અજ્ઞાનમય તરંગોમાં મોહી પડેલા તથા ચિત્તની અનેક ભ્રમણાઓથી ભ્રમિત બનીને મોહજાળમાં ફસાઇ ગયેલા તે કામભોગમાં

અતિ આસક્તિવાળા આસુરી લોકો અંતે ગંદા નરકમાંજ પડે છે. ૧૩–૧૬

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः।**
**यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥**

પોતાને વખાણ્યા કરનારા, અનમ્ર અને ધન-માનના મદવાળા તેઓ યજ્ઞાદિ કાંઇ કરે તોપણ તે વિધિ રહિત, નામ માત્રનું અને પોતાની મોટાઇ બતાવવા માટેજ કરે છે. ૧૭

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥**

આ પ્રમાણે સદાય અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ, એને વશ રહીને તેઓ પોતાના તથા પરાયા દેહમાં રહેલો જે હું; તેની ઇર્ષા અને નિંદા કરે છે. ૧૮

**तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभान् आसुरीष्वेव योनिषु ॥१९**

એવા દ્વેષી, ક્રૂર અને સદા અશુભ કાર્ય કરનારા નરાધમોને આ સંસારમાં હું આસુરી યોનિઓમાં નાખું છું. ૧૯

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०

હે કૌંતેય ! એ પ્રમાણે જન્મોજન્મ આસુરી યોનિમાં પડવાથી તે મૂઢાત્માઓ મને ન પામતાં ઉત્તરોત્તર અધમ ગતિને પામે છે. ૨૦

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत्

આ પ્રમાણે કામ, ક્રોધ અને લોભ, એ ત્રણ પોતાથીજ પોતાનો નાશ કરાવનારાં નરકનાંજ દ્વાર છે; માટે મનુષ્યે એ ત્રણેનો ત્યાગ કરવો.

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ॥
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥

હે કૌંતેય ! નરકનાં એ ત્રણ દ્વારોથી છુટેલો મનુષ્યજ પોતાનું કલ્યાણ આચરી શકીને તેને પરિણામે પરમ ગતિને પહોંચે છે. ૨૨

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् २३

એને બદલે જે શાસ્ત્રવિધિને ત્યજી કામના-

ઓનેજ વશ વર્તે છે; તેને નથી મળતી સિદ્ધિ, નથી મળતું સુખ કે નથી મળતી ઉત્તમ ગતિ.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ।२४।

માટે કરવા યોગ્ય શું ને ન કરવા યોગ્ય શું; તેનો નિર્ણય કરવામાં શાસ્ત્રનેજ પ્રમાણ ગણીને તથા શાસ્ત્રે કહેલા વિધાનને જાણીને તે પ્રમાણેજ તારે કાર્ય કરવું જોઇએ. ૨૪

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः

## અધ્યાય ૧૭ મો—શ્રદ્ધાત્રયવિભાગયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः।
तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥

હે કૃષ્ણ! જેઓ શ્રદ્ધાવાન છતાં માત્ર અજ્ઞાનને લીધેજ શાસ્ત્રવિધિરહિત યજ્ઞ કરે છે તે-

મની નિષ્ઠા કેવી? સાત્વિકી, રાજસી કે તામસી?

**श्रीभगवान् उवाच ।** શ્રીભગવાન બોલ્યા:-

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥**

દેહધારીઓની તે શ્રદ્ધા સ્વભાવથીજ સાત્વિકી, રાજસી અને તામસી, એમ ત્રણ પ્રકારની હોય છે. હવે તે વિષે સાંભળ. ૨

**सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः॥**

હે ભારત! પોતપોતાની જેવી બુદ્ધિ હોય તેવીજ શ્રદ્ધા સર્વ કોઈને થાય છે. આ પુરુષ અત્યારે જેવો પણ છે; તે તેની પૂર્વની તેવી શ્રદ્ધાને લીધેજ છે અને ભવિષ્યમાં પણ અત્યારે તેની જેવી શ્રદ્ધા હશે તેવોજ તે બનશે. ટુંકમાં આ પુરુષ શ્રદ્ધામયજ છે. ૩

**यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः॥४॥**

સાત્વિકી શ્રદ્ધાવાળાઓ દેવોને પૂજે છે;

રાજસી શ્રદ્ધાવાળા યક્ષ-રાક્ષસોને પૂજે છે; અને બીજા તામસી શ્રદ્ધાવાળા ભૂતપ્રેતાને પૂજે છે.

**अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।**
**दंभाहंकारसं[illegible]क्ताः कामरागबलान्विताः॥५॥**
**कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।**
**मां चैवांतः शरीरस्थं तान्विद्ध्या[illegible]रनिश्चयान् ।**

ઇચ્છા અને આસક્તિના બળથી પ્રેરાયલા જે દંભી તથા અહંકારીઓ શાસ્ત્ર વિરુદ્ધ ઘોર તપ કરે છે; તથા શરીરમાંના ઇંદ્રિયસમૂહને તેમજ મને-આત્માને દુર્બળ કરે છે; તેવા અવિવેકીઓને આસુરી બુદ્ધિવાળા જાણ.

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।**
**य[illegible]स्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥**

વળી આહાર, યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ ત્રણ પ્રકારનાં હોઇને તેમાંથી પોતપોતાની પ્રકૃતિને ગોઠે તે તે પ્રકારનાંજ દરેકને તે પ્રિય હોય છે; તેના આ ભેદ હવે સાંભળ. ૭

**आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**

**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः ॥ ८ ॥**

આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, સુખ અને રૂચિને વધારનારા; તથા ઘૃતાદિ સ્નેહયુક્ત, સ્વાદિષ્ટ, પોષક અને હૃદયને પ્રિય લાગે એવા આહાર સાત્વિક જનોને પ્રિય હોય છે.

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥**

કડવા, ખાટા, ખારા, અતિઉષ્ણ, લૂખા, દાહક, તથા દુઃખ, શોક અને વ્યાધિને ઉપજાવનારા આહારો રાજસી જનોને પ્રિય હોય છે.

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०**

એક પહોર વીતેલું, સ્વાદ ઉડી ગયેલું, દુર્ગંધવાળું, ટાઢું, એઠું અને અપવિત્ર ભોજન તામસી મનુષ્યોને પ્રિય હોય છે. ૧૦

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥११॥**

ફલાશારહિત પુરૂષ પોતાનું કર્તવ્ય સમજીને તથા શાન્ત ચિત્તથી જે શાસ્ત્રોક્ત યજ્ઞ કરે છે, તે યજ્ઞ સાત્વિક છે. ૧૧

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥**

હે ભરતશ્રેષ્ઠ ! ફળની ઇચ્છાથી કે દંભ માટે જે યજ્ઞ થાય, તેને રાજસ યજ્ઞ જાણવો. ૧૨

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥**

શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, મંત્રરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ યજ્ઞ કહે છે. ૧૩

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥**

દેવ, દ્વિજ, ગુરૂ અને જ્ઞાનીનું પૂજન; તથા સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા; એ શરીરનું તપ કહેવાય છે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**

**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥**

ઉદ્વેગ ન કરે તેવું, સાચે સાચું, પ્રિય અને હિતકારક બોલવું તથા પારમાર્થિક વિષયોનો અભ્યાસ કરવો; એને વાણીનું તપ કહે છે. ૧૫

**मनःप्रसादः साम्यत्वं मोनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥**

મનની પ્રસન્નતા, શાન્ત સ્વભાવ, મૌન, આત્મનિગ્રહ અને ભાવોની સંશુદ્ધિ; એને મનનું તપ કહે છે. ૧૬

**श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते॥१७**

ફળની ઈચ્છા વિનાના યોગયુક્ત પુરુષોએ પરમ શ્રદ્ધાપૂર્વક કરેલું ઉપલું ત્રણે પ્રકારનું તપ સાત્વિક કહેવાય છે. ૧૭

**सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८**

જે તપ સત્કાર, માન કે પૂજા મેળવવાને અથવા દંભને અર્થે કરાય છે; તેવા અસ્થિર અને નાશવંત તપને શાસ્ત્રાએ રજોગણી કહ્યું છે.

मूढग्राहेणात्मना यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

દુરાગ્રહથી, પીડા ખમીને, કિંવા બીજાની હાનિ અર્થે કરાતા તપને તામસ કહે છે. ૧૯

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम्

પોતાનું કર્તવ્ય માનીને, દેશ, કાળ તથા પાત્રનો વિચાર કરીને અને પોતાપર ઉપકાર ન કરનાર તથા બદલો ન વાળી શકે એવાને જે દાન અપાય, તેને સાત્વિક દાન કહ્યું છે. ૨૦

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम्॥२१

ઉપકાર વાળવાને, ફળની ઇચ્છાથી કે દુઃખથી જે દાન અપાય, તેને રાજસ કહ્યું છે. ૨૧

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

અયોગ્ય સ્થળે, અકાળે, કિંવા અપાત્ર મનુષ્યને અને સત્કારરહિત તથા તિરસ્કાર-

પૂર્વક જે દાન અપાય; તેને તામસ કહ્યું છે. ૨૨

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३

બ્રહ્મનાં 'ૐ' 'તત્' અને 'સત્' એ ત્રિવિધ નામ કહેલાં છે; અને તે વડે પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો સૃજાયા છે. ૨૩

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४

તેટલા માટે બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન અને તપ ઇત્યાદિ શાસ્ત્રોક્ત ક્રિયાઓ સર્વદા 'ૐ' એવા ઉચ્ચારપૂર્વકજ શરૂ થાય છે. ૨૪

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥

મોક્ષેચ્છુઓ અન્ય ફલેચ્છા નહિ રાખતાં 'તત્' એવા નામોચ્ચારપૂર્વક યજ્ઞ, દાન અને તપ ઇત્યાદિ વિવિધ ક્રિયાઓ કરે છે. ૨૫

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्माणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥

સદ્ભાવ ( અસ્તિત્વ ) અને સાધુભાવ ( સારાપણું ) દર્શાવવાને બ્રહ્મનું 'સત્' એ નામ યોજાય છે: અને હે પાર્થ ! કર્મની ઉત્તમતા દર્શાવવાને પણ 'સત્' શબ્દ યોજાય છે.

**यज्ञे तपसि दाने च स्थितिःसदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥**

યજ્ઞમાં, તપમાં તથા દાનમાં જે નિષ્ઠા, તે પણ 'સત્' કહેવાય છે; અને તે અર્થે કરાતા કર્મને પણ 'સત્' એમજ કહેવાય છે. ૨૭

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह॥२८**

શ્રદ્ધા વિના જે કંઇ હોમાય, દાન અપાય, તપ તપાય કે બીજું કાંઇ પણ કરાય; તે સર્વ 'અસત્' કહેવાય છે. હે પાર્થ! તે આ લોક તેમ પરલોકમાં લાભ આપતું નથી. ૨૮

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां यो० श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः**

## અધ્યાય ૧૮ મો—મોક્ષસંન્યાસયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:-

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥

હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! હું પુનઃ પણ સંન્યાસના તથા જ્ઞાનના તત્વને જુદું જુદું જાણવા ઈચ્છું છું. ૧

श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:-

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥

કંઈ એક વિદ્વાનો, ઇચ્છવા યોગ્ય શુભ કર્મોને પણ ત્યજવાં, એને સંન્યાસ કહે છે; અને કંઇ એક પંડિતો સર્વ કર્મો કરતા રહી તેના ફળનો ત્યાગ કરવો, એનેજ ત્યાગ કહે છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३॥

પહેલા પક્ષવાળા કહે છે કે કર્મમાત્ર

દોષવાળાં હોવાથી સર્વ કર્મો ત્યાજ્ય છે; ત્યારે બીજા પક્ષવાળા કહે છે કે યજ્ઞ, દાન અને તપ, એ કર્મો ત્યાજ્ય (તજવા યોગ્ય) નથી. ૩

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥**

હવે હે ભરતશ્રેષ્ઠ! ત્યાગના વિષયમાં મારો નિશ્ચય સાંભળ. હે પુરૂષશ્રેષ્ઠ! ત્યાગ પણ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥**

યજ્ઞ, દાન અને તપ, આ કર્મો ત્યાજ્ય નથી પણ કરવા જેવાં છે; કેમકે યજ્ઞ, દાન અને તપ, એ તો વિદ્વાનોને પણ પાવન કરનારાં છે.

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥**

પરંતુ હે પાર્થ! આસક્તિ તથા ફળેચ્છાને ત્યજીનેજ તે કરવાં જોઇએ; એ પણ મારો ઉત્તમ અને નિશ્ચિત મત છે. ૬

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥

સ્વભાવનિયત કર્મનો ત્યાગ કરવો એ યોગ્ય નથી; છતાં મોહથી તેનો પરિત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસ કહેવાય છે. ૭

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ८

દુઃખરૂપ સમજીને કે શરીરશ્રમના ભયથી જે કોઈ કર્મોને ત્યજે, તેનો ત્યાગ રાજસ હોઇને તેથી તે ત્યાગના ફળને પામતો નથી. ૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः

હે અર્જુન ! કર્તવ્ય છે એમ સમજીને તથા આસક્તિ અને ફળેચ્છાનો ત્યાગ કરીને જે સ્વધર્મનિયત કર્મ કરાય;તે ત્યાગને સાત્વિક માન્યોછે.

न द्वेष्टयकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥

જે ત્યાગી અમંગળ કર્મનો દ્વેષ કરતો

નથી તેમ શુભ કર્મમાં આસક્ત થતો નથી; તેજ સત્વગુણી, બુદ્ધિમાન અને સંશયમુક્ત છે.

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥

દેહધારીઓને માટે સઘળાં કર્મોનો ત્યાગ તો શકયજ નથી; માટે જે કોઇ કર્મોનાં ફળને ત્યજે તેજ ત્યાગી, એમ કહેવાય છે. ૧૧

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्

કરેલાં કર્મનું સારૂં, નરસું અને મિશ્ર, એવું જે ત્રણ પ્રકારનું ફળ; તે ફળેચ્છા નહિ છોડનારા અત્યાગીને છેવટે મુવા પછી પણ ભોગવવું જ પડે છે. ફળેચ્છાને ત્યજનારા સંન્યાસીનેજ તે કદિ ભોગવવું પડતું નથી.૧૨

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्

હે મહાબાહો! સર્વ કર્મો બની શકવામાં સાંખ્યશાસ્ત્રે જે પાંચ કારણ આવશ્યક કહ્યાં

છે; તે હવે તું મારી પાસેથી સાંભળ. ૧૩

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ।१४

અધિષ્ઠાન, કર્તા, ઇંદ્રિયાદિ જુદાં જુદાં સાધનો, વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન ક્રિયા અને પાંચમું કારણ દૈવ છે. ૧૪

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः १५
तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः १६

શરીર, વાણી કે મનવડે મનુષ્ય જે કાંઈ સારૂં કે વિપરીત કર્મ આરંભે છે; તેમાં એ પાંચે વસ્તુ કારણરૂપ હોવા છતાં જે કોઈ અશુદ્ધ બુદ્ધિને લીધે કેવળ પોતાનેજ કર્તા સમજે છે, તે દુર્મતિ ખરૂં સમજતો નથી. ૧૫, ૧૬

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते १७

જેને 'હું કર્તા' એવી ઉંધી ભાવના નથી તેમ

જેની બુદ્ધિ લેપાતી નથી; તે આ સમગ્ર લોકોને હણીને પણ નથી હણતો કે નથી બંધાતો. ૧૭

ज्ञानं ज्ञेयं परि[illegible]ता त्रिवि[illegible] कर्मचो[illegible]ना ।
कारणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥

જ્ઞાન (જાણવું), જ્ઞેય (જાણવાનું) અને જ્ઞાતા (જાણનારો), એ ત્રણના યોગેજ કર્મમાં પ્રવૃત્તિ થાય છે; અને સાધન, ક્રિયા તથા કર્તા, એ ત્રણના યોગેજ કર્મ થઇ શકે છે. ૧૮

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि १९

સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ તથા કર્તા એને પણ ગુણભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે, તે હવે યથાવત સાંભળ. ૧૯

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्

જે જ્ઞાનવડે જુદાં જુદાં સર્વ ભૂતોમાં એકજ અવિભક્ત અવિનાશી પરમાત્મતત્વ રહેલું સમજાય; તે જ્ઞાનને સાત્વિક જાણવું. ૨૦

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधा-
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् २१

જે જ્ઞાનથી જુદાં જુદાં સર્વ ભૂતોમાં જુદા જુદા પ્રકારના જુદા જુદા આત્મા રહેલા સમજાય; તે જ્ઞાનને રાજસ જાણવું. ૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

જે જ્ઞાનથી મનુષ્ય હેતુ વિનાજ કોઇ એક કાર્ય કિંવા પદાર્થને સર્વસ્વ માની લઇ તેમાં આસક્ત થાય છે; તેવા તાત્પર્યરહિત અને અર્થરહિત ક્ષુદ્ર જેવા જ્ઞાનને તામસ કહેલું છે. ૨૨

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते २३

ફળેચ્છા રહિત મનુષ્યને હાથે જે સ્વધર્મ કિંવા સ્વભાવનિયત કર્મ રાગદ્વેષ વિના અનાસક્તપણે કરાય; તે કર્મ સાત્વિક કહેવાયછે. ૨૩

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

વિષયેચ્છુ કિંવા અહંકારી મનુષ્યને હાથે બહુ શ્રમથી જે કર્મ કરાય, તેને રાજસ કહ્યું છે.

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहा ारभ्यते कर्म यत्तत्तामस उच्यते ॥२५॥**

જે કર્મ ક્ષય, હિંસા, સામર્થ્ય અને પરિણામનો વિચાર ન કરતાં માત્ર મોહથીજ આરંભાય; તે કર્મ તામસ કહેવાય છે. ૨૫

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सि द्धयसिद्धयोर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते**

જે કર્તા આસક્તિ વિનાનો, પોતાને કર્તા નહિ માનનારો, ધૈર્ય અને ઉત્સાહવાળો, તથા કાર્યની સિદ્ધિ તેમ અસિદ્ધિમાં હર્ષ શોકાદિ વિકારરહિત છે; તે કર્તા સાત્વિક કહેવાય છે.

**रागी कर्मफलप्रे ुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ।**

કર્માસક્ત, કર્મફળને ઇચ્છનારો, લોભી, ઘાતકી, અપવિત્ર તથા સિદ્ધિ અસિદ્ધિમાં હર્ષ શોકવાળો કર્તા રજોગુણી કહેવાય છે. ૨૭

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नै॰ृतिकोऽलसः**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते २८**

અસ્થિર, અવિવેકી, અનમ્ર, આળસુ, ખેદ પામનારો અને દીર્ઘસૂત્રી (વિચારમાં રહ્યા કરી ઢીલ કર્યા કરનારો) કર્તા તામસી કહેવાય છે. ૨૮

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतास्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥**

હે ધનંજય! ગુણભેદને અનુસરીને બુદ્ધિ તથા ધીરજના પણ ત્રણ ત્રણ પ્રકાર છે; તે સર્વ તને જુદા જુદા કહું છું તે સાંભળ. ૨૯

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये । बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ॥ ३० ॥**

જે બુદ્ધિ પ્રવૃત્તિ શુ ને નિવૃત્તિ શું, કાર્ય શુ ને અકાર્ય શું, ભય શેમાં ને અભય શેમાં, તથા બંધ શું અને મોક્ષ શું, એ યથાવત જાણે છે; તે બુદ્ધિ હે પાર્થ! સાત્વિકી છે. ૩૦

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**

**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥**

જે બુદ્ધિવડે ધર્મને તથા અધર્મને અને કાર્યને તથા અકાર્યને યથાવત જાણી શકાય નહિ; તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે. ૩૧

**अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी**

જે બુદ્ધિ અજ્ઞાનમય હોઈને અધર્મને ધર્મ માને છે અને સર્વ અર્થ હોય તેથી ઉલટાજ માને છે; તે બુદ્ધિ હે પાર્થ! તામસી છે.

**धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी**

જે ધીરજવડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓ એકનિષ્ઠાથી યોગને અનુકૂળ બનાવાય; તે ધીરજ હે પાર્થ! સાત્વિકી છે. ૩૩

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥**

હે અર્જુન! જે ધૈર્યવડે ફલાકાંક્ષી મનુષ્ય પ્રસંગને અનુસરીને ધર્મ, અર્થ અને કામ,

એનીજ ઇચ્છા તથા પ્રયત્ન કર્યા કરે છે; તે ધૈર્ય હે પાર્થ ! રાજસી છે. ૩૪

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥**

જે ધીરજવડે દુર્બુદ્ધિ મનુષ્ય ઉંઘને, ભયને, શોકને, ખેદને તથા મદને છોડતો નથી; તે ધીરજ હે પાર્થ ! તામસી છે. ૩૫

**सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।**
**अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥**
**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजः**

હે ભરતશ્રેષ્ઠ ! હવે સુખના પણ ત્રણ પ્રકાર મારાથી સાંભળ. આત્મબુદ્ધિની પ્રસન્નતાથી ઉપજતા જે અનુપમ સુખમાં મનુષ્ય અભ્યાસ કરવાથી રમણ કરી શકીને સર્વ દુઃખોના અંતને પામે છે; તથા જે સુખ આરંભમાં વિષ જેવું, પણ પરિણામે અમૃત જેવું હોય છે, તે સુખને સાત્વિક કહ્યું છે. ૩૬, ૩૭

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

જે સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી ઉપજે, અને જે પ્રથમ અમૃત જેવું પણ છેવટે વિષ જેવું હોય; તેને રાજસ કહ્યું છે. ૩૮

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

જે સુખ પ્રથમ તેમ છેવટે પણ મનુષ્યને મોહમાંજ નાખે, તથા જે નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉપજેલું હોય; તેને તામસી કહ્યું છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥

ટુંકમાં એવો કોઇપણ પ્રાણી કે પદાર્થ પૃથ્વી, આકાશ કિંવા દેવલોકમાં નથી કે જે પ્રકૃતિજન્ય ત્રણ ગુણોથી મુક્ત હોય. ૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः॥४१

હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને

શૂદ્ર, એમનાં કર્મો પણ તેઓના સ્વભાવસિદ્ધ ગુણો પ્રમાણે જુદાં જુદાં હોય છે. ૪૧

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

શમ (મનોનિગ્રહ), દમ (ઇન્દ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને આસ્તિકતા; એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે. ૪૨

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥**

શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાંથી નાસવું નહિ, દાન અને પ્રભુત્વ–મોટું મન; એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે. ૪૩

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ४४**

ખેતી, પશુપાલન અને વેપાર, એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; અને શૂદ્રને માટે સેવા વિષયક કર્મ સ્વાભાવિક છે. ૪૪

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥**

પોતપોતાનાં સ્વાભાવિક કર્મોમાં મચ્યો રહેનાર મનુષ્ય અવશ્ય પરમ સિદ્ધિને પામે છે. હવે પ્રથમ તો તેવો મનુષ્ય સામાન્ય સિદ્ધિને કેવી રીતે પામે છે તે સાંભળ. ૪૫

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमि[illegible] ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥**

જેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ અને પ્રવૃત્તિ છે, અને જે આ સમગ્ર જગતમાં વ્યાપી રહેલ છે; તે પરમાત્માની પૂજા પોતાનાં સ્વાભાવિક કર્મવડે કરનારજ તે સિદ્ધિને પામે છે. ૪૬

**श्रेयान् स्वधर्मो विगुणः पर[illegible]नुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

માટે સુખથી આચરી શકાય એવા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો કિંવા કઠિન દેખાય તોપણ સ્વધર્મજ વધારે શ્રેયકારક છે. વળી સ્વભાવનિયત કર્મ કરવાથી પાતક પણ લાગતું નથી.

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥**

માટે હે કૌન્તેય ! સ્વભાવજન્ય કર્મ દોષવાળું હોય તોપણ તેને ત્યજવું નહિ; કેમકે ધૂમાડાથી ઢંકાયલા અગ્નિની પેઠે બધાંજ કર્મ દોષથી આવૃત્ત છે. ૪૮

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥**

એ પ્રકારે સ્વધર્મ-કર્મને આચરતાં આચરતાં મનુષ્ય જ્યારે સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, જિતાત્મા અને નિઃસ્પૃહ થાય છે; ત્યારે તે જ્ઞાનમાં નિષ્ઠાવાળો થઈ સંન્યાસના યોગવડે શ્રેષ્ઠ 'નૈષ્કર્મ્ય સિદ્ધિ'ને પામે છે. ૪૯

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।**
**समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ५०**

હે કૌન્તેય! એ સિદ્ધિને પામ્યા પછી મનુષ્ય જ્ઞાનની પરાકાષ્ઠારૂપ બ્રહ્મને જે પ્રકારે પામે છે; તે હવે મારાથી ટુંકામાં સાંભળ. ૫૦

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च । शब्दादीन्विषयास्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ५२
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥

વિશુદ્ધ–અનાસક્ત બુદ્ધિ સંપન્ન મુમુક્ષુ ધીરજથી મનને નિયમમાં લાવીને, શબ્દાદિ વિષયોને ત્યજીને અને રાગદ્વેષને દૂર કરીને; તથા એકાંતને સેવનારો, હલકો આહાર કરનારો, મન વાણી કાયાને નિયમમાં રાખનારો, નિત્ય ધ્યાનયોગ પરાયણ રહેનારો અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો થઈને; તેમજ અહંકાર, દુરાગ્રહ, કામ, ક્રોધ, મદ, તથા સંગ્રહ, એ સર્વનો પરિત્યાગ કરીને; જ્યારે સર્વત્ર મમતા વિનાનો અને શાન્ત બને છે ત્યારેજ તે બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે. ૫૧–૫૩

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ५४

બ્રહ્મ જિજ્ઞાસુ આ પ્રમાણે જ્યારે પ્રસન્ન ચિત્તવાળો બનીને કશાનો શોક કે આકાંક્ષા કરતો નથી અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો થાય છે; ત્યારે ત મારી પરાભક્તિને પામે છે.૫૪

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः । ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

હું જેટલી મહત્તાવાળો છું અને જે કાંઈ છું, તે વાત તે એવી પરાભક્તિવડેજ તત્વથી-યથાવત-જાણી શકે છે; અને એમ તત્વથી જાણ્યા પછીજ તે મારામાં પ્રવેશી શકે છે. ૫૫

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

સદા મારો જ આશ્રય રાખીને પોતાનાં સર્વ કર્મ કર્યા કરનાર ઉપરોક્ત ક્રમથી મારો કૃપાપાત્ર બનીને તે અનાદિ તથા અવિનાશી

એવા પદને–પરમ સિદ્ધિને–પામે છે. ૫૬

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव॥५७॥**

માટે તું મનવડે સર્વ કર્મો સદા મને અર્પણ કરતો રહીને મનેજ સર્વસ્વ માનનારો થા; તથા બુદ્ધિયોગનો આશ્રય લઇને સદા મારામાંજ ચિત્ત રાખવાવાળો થા. ૫૭

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥**

એ પ્રમાણે મારામાં ચિત્ત રાખવાથી તું મારી કૃપાવડે સર્વ અંતરાયોને તરી જઈશ; અને જો તું અંહકારથી મારૂં કહેવું નહિ સાંભળે તો વિનાશને પામીશ. ૫૮

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥**

અહંકારથી તું માને છે કે 'યુદ્ધ નહિ કરૂં' પણ તારો એ નિશ્ચય મિથ્યા થશે; અને તારી ક્ષાત્ર પ્રકૃતિજ તને યુદ્ધમાં ખેંચી જશે. ૫૯

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥

હે કૌંતેય! સર્વની પેઠે તું પણ પોતાના સ્વભાવજન્ય કર્મ સાથે બંધાયલો હોવાથી મોહને લીધે અત્યારે જે કરવા ઈચ્છતો નથી; તે છેવટ પ્રકૃતિને વશ થઈને પણ તું કરીશજ. ૬૦

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्

હે અર્જુન! જે ઈશ્વર સદા સર્વભૂતોના હૃદય પ્રદેશમાં રહેલો હોઈને તેમને પોતાની યોગ માયાવડે યંત્રપર બેસાડેલાં પુતળાંઓની પેઠે ચલાવી રહ્યો છે; તે પરમાત્માનેજ શરણે સર્વ ભાવથી જા. હે ભારત! તેની કૃપાથીજ તું પરમ શાન્તિને તથા શાશ્વત ધામને પામીશ.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

આ પ્રમાણે મેં તને ગુહ્યથી પણ ગુહ્યતર જ્ઞાન કહ્યું; હવે તેનો પુરેપુરો વિચાર કરીને જેમ ઈચ્છામાં આવે તેમ કર. ૬૩

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्॥**
**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥**

ફરી પણ સર્વ ગુહ્યોમાં ગુહ્યતમ એવું મારૂં સારભૂત વચન સાંભળ. તું મને અત્યંત પ્રિય હોવાથી તારૂં હિત તને કહુંછું કે; “મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂં જ પૂજન કર અને મનેજ નમસ્કાર કર.” તું મારો પ્રિય હોવાથી તને પ્રતિજ્ઞાથી કહુંછું કે એથી તું મનેજ પ્રાપ્ત થઇશ. ૬૪, ૬૫

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥**

માટે સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મને એકનેજ શરણ થા. હું તને સર્વ પાપોથી

મુક્ત કરીશ, શોક ન કર. ૬૬

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**

**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥**

આ ગુહ્ય જ્ઞાન તારે અતપસ્વીને, અભક્તને, સેવા રહિતને, સાંભળવાની ઈચ્છા વગરનાને તથા મારો દ્વેષ કરનારને કહેવા જેવું નથી. ૬૭

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ॥**

**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८**

આ પરમ ગુહ્ય જ્ઞાન જે કોઈ મારા ભક્તોને સમજાવશે, તે પણ નિઃસંશય મારી પરાભક્તિ કરીને મનેજ આવી મળશે. ૬૮

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**

**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥**

સકળ મનુષ્યોમાં તેના કરતાં મારૂં વધારે પ્રિય કરનાર કોઈ નથી; અને મને પણ આ ભૂમિમાં તેનાથી વધારે પ્રિય કોઇ નથી ૬૯

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**

**ज्ञानयज्ञेन तेनाहम् इष्टः स्यामिति मे मतिः ॥**

આપણા બેઉના આ ધર્મવર્ધક સંવાદનું જે સદ્‌ભાવથી અધ્યયન કરશે; તેણે જ્ઞાનયજ્ઞ-વડે મારૂં પૂજન કર્યું એમ હું સમજું છું. ૭૦

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्य-कर्मणाम् ॥७१॥**

જે મનુષ્ય દ્વેષરહિત અને શ્રદ્ધાવાન થઈને આ ગીતાશાસ્ત્રનું શ્રવણ કરશે; તે પણ પાપોથી મુક્ત થઈને પુણ્યકર્મવાળાઓને પ્રાપ્ત થનારા શુભ લોકોને પામશે. ૭૧

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥**

હે પાર્થ ! તેં આ જ્ઞાન એકાગ્ર ચિત્તે સાંભળ્યું ? અને હે ધનંજય ! તારો અજ્ઞાન-જન્ય મોહ સર્વથા નાશ પામ્યો ? ૭૨

**अर्जुन उवाच ।** અર્જુન બોલ્યા:-

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३**

હે અચ્યુત! આપના પ્રસાદથી મને કર્તવ્યની સ્મૃતિ પ્રાપ્ત થઇ છે અને મારો મોહ નાશ પામ્યો છે. હવે હું સંદેહરહિત થયો છું અને આપના વચન પ્રમાણેજ કરીશ. ૭૩

संजय उवाच । સંજય બોલ્યાઃ-

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥
व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम्

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુન વચ્ચેનો આ અદ્ભુત તથા રૂવાં ઉભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો.

ભગવાન વ્યાસના પ્રસાદથી આ પરમ ગુહ્ય યોગ કે જેને સાક્ષાત યોગેશ્વર શ્રીકૃષ્ણ પોતેજ કહેતા હતા; તે મેં સાંભળ્યો. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

હે ધૃતરાષ્ટ્ર રાજન્! કેશવ અને અર્જુનના

આ અદ્ભુત અને પુણ્યદાયક સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું; ૭૬

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः**

અને શ્રીહરિના તે અતિ અદ્ભુત વિશ્વરૂપને પણ સંભારી સંભારીને હે રાજન્! મને મહાન આશ્ચર્ય થાય છે અને હું રહી રહીને આનંદ પામું છું. ૭૭

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥**

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જ્યાં અર્જુન જેવો ધનુર્ધારી છે; ત્યાંજ સંપત્તિ, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે; એમ મારો મત છે.

हरिः ॐ तत्सदिति श्रीम[illegible]गवद्गीतासूपनिषत्[illegible] ब्र[illegible]विद्यायां योगशा[illegible] श्रीकृष्णा[illegible]नसंवादे संन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥१८॥

श्रीमद्भगवद्गीता सम मा.



## અનુક્રમણિકા.

# નિવેદન.



ગૌરવવંતુ ગીતા જ્ઞાન, જેના ગાયક શ્રીભગવાન;
સીધે પંથ સધાવે શ્રેય, વ્યવહારે પરમારથ ધ્યેય.
તે ભૂલી ભારત સંતાન, ભૂલ્યાં ભવ્યધર્મનું ભાન;
ધર્મ કર્મથી થઇને ભ્રષ્ટ, સર્વ પ્રકારે પામે કષ્ટ.
તેહતણી સેવાને કાજ, સુલ્લભ કરવા ગ્રંથસમાજ;
ગુણ પ્રભાવ થકી સૌ થાય, અધિષ્ઠાન સઘળે હરિરાય.

ગીતાના આ સરલાર્થ સહિત ગુટકાની પહેલી આવૃત્તિ (પ્રત ૧૦,૦૦૦) સં. ૧૯૬૪ માં, બીજી આવૃત્તિ ( પ્રત ૧૫,૦૦૦) સં. ૧૯૬૫ માં, ત્રીજી આવૃત્તિ (પ્રત ૧૬,૦૦૦) સં. ૧૯૬૭ માં, ચોથી આવૃત્તિ (પ્રત ૧૦,૦૦૦) સં. ૧૯૬૮ માં અને પાંચમી આવૃત્તિ ( પ્રત ૨૦,૦૦૦ ) સં. ૧૯૭૧ માં નીકળી હતી. એ પ્રમાણે સાત વર્ષમાં થઇને:—

પાંચ આવૃત્તિ પરગટ થઈ, ચટણી પેરે ઉડી ગઈ;
પણ છઠ્ઠીની છટકી વાત, વચ્ચે વીત્યાં વર્ષજ સાત !
માગણીઓ ઝાઝેરી થાય, ન મળે તેનો શું ઉપાય ?
મોઘારત કહે મારૂં કામ, પ્રેસ કહે નવ લેતા નામ !

પાંચમી આવૃત્તિ પુરી થવા આવવીને લડાઇ ચાલુ થવી. કાગળોના ભાવ વધતે વધતે પાંચ ગણા થયા અને છાપખાનાંઓને નવી નવી કંપનીઓનાં નાનાં નાનાં કાગળીયાંનીજ દશ પંદર ગણી છપાઈ મળવા માંડી; એટલે પુસ્તકોના મોટમોટા કાગળો ત્રણગણી છપાઇથી પણ શેના છપાય ! હરકોઈ પ્રેસમાં જેવું પણ છપાય તેવું છપાવી લેવું એ પણ ગોઠે નહિ. આવા સંયોગોમાં

છઠ્ઠી આવૃત્તિનું કામ છટક્યું; વિવિધ ગ્રંથમાળા જેવી ઉપયોગી અને મુદ્દતબંધી માળા પણ એક વર્ષ વસુકી ગઇ; અને રામજીની રામાયણને પણ અર્ધ છપાયલી હાલતમાં સાત વર્ષના સતત એકાંતવાસની સજા સહેવી પડી! સસ્તા સાહિત્યનું પ્રકાશન કાર્ય આ પ્રમાણે છેકજ દુષ્કર બનવાથી સ્વતંત્ર પ્રેસની આવશ્યકતા સ્પષ્ટજ હતી. સંસ્થાના (સં. ૧૯૭૨ સુધીના) અહેવાલમાં પણ (તેના બહાર પડવા પહેલાંનીજ એ અગવડ શરૂ થએલી હોવાથી) એ વિષે જણાવાયું હતુંજ; પરંતુ કાર્યવાહકો તથા મકાન વગેરેની સ્થાયી સગવડો સિવાય પ્રેસની ગોઠવણ કરવી ઉચિત લાગતી ન હતી. અહેવાલ બહાર પડયા પછી એ બાબતના સંબંધમાં મળેલી કેટલીક માગણીઓ, સુચનાઓ તથા ઉમેદવારીઓ દેખીતી રીતે ઠીક જેવી છતાં પરિણામે ઉપકારક નીવડે તેવી લાગી નહતી; એટલે છેવટે ( સં. ૧૯૭૫ ના ચાતુર્માસમાં ) સ્વાભાવિક રીતેજ મનનું વલણ સંસ્થાને સંકેલવા તરફ થયું હતું. ગીતાના કુશળ કારીગરને ગીતાગરવી આ સંસ્થા હજી ચલવવીજ હશે; એટલે તેણે એ પછી જે અટપટી રીતે એમાંની વધુ અગત્યની બાબત ( સ્થાયી કાર્યકર્તાઓ ) અપ્રાપ્તવત્ છતાં પ્રાપ્તવત્ દેખાડીને અધરતાલજ પ્રેસની ગોઠવણ કરાવી; તેથીજ આ આવૃત્તિ અને અન્ય સદ્ગ્રંથો નીકળવાનો સુયોગ આવ્યો છે.× કલકી રામજી જાને !

×આ ગીતાની સાથે નીકળેલાં તથા તે પછીથી સત્વર નીકળનારાં નાનાં મોટાં પુસ્તકો વિષે વાંચો છેલ્લું પાન.

આમ આખરે હે ગીતા ! તેં—કે તારા બાપે-મુદ્રણાલય ખોલાવ્યું જ ! આખા ગોકુળના ( ભારતના ) ગોપ ગોવાળોની (રાજર્ષિ-મહર્ષિઓની) લાલિત પાલિત ગરવી ગાયોના ( ઉપનિષદોના ) દૂધ-દહીંનું (વાચ્યાર્થનું) તર માખણ (લક્ષ્યાર્થ) ખાઈ ખાઇને બચપણ (વિદ્યાર્થી અવસ્થા) માંથીજ હૃષ્ટ પુષ્ટ બની રહેલા કૃષ્ણપ્રભુના વિલક્ષણ વીર્યપ્રભાવથી ધર્મક્ષેત્રની કર્મભૂમિમાં પ્રસવેલી એ જ્ઞાનામૃતના અર્ણવમયી ગીતા ! તારા ધર્મામૃતની અવજ્ઞા કરી અનૃતના વિષમ પ્રવાહે વહી પડેલાં હિંદુ સંતાનોને પાછું તે પરમામૃત સુલભ કરાવવાના કાર્ય માટે માત્ર એકજ ( ગુજરાતી સરલાર્થવાળા ગુટકાનું ) દ્વાર, કે એકજ સ્થાન ( ગુજરાત ) તારા શા હિસાબમાં ! આથી સામટાં અનેકરૂપે અવતરવા સારૂજ આ વખતે આમ અંતરાયોના ગર્ભમાં-જેલમાં-સાત વર્ષ સુધી પુરાઈ રહેલી કે શું? તારા એ અનુપમ ધર્મામૃતને પોતાની નસેનસમાં પ્રસરાવી દઈ જ્યાંને ત્યાં ત્યાગ અને યોગના પુનિત ફુવારા ઉડાવ્યા કરનાર તારા માનીતા મોહન ભક્તની ( ગાંધીજીની ) જેલજાત્રા ન સહી શકવાથીજ અંતરાયોની પાળમાંથી આમ એક સાથે અનેક બાકાં પાડીને સામટે સાતરૂપે* ઉછળી

---

* એ સપ્તદ્વાર વા રૂપ આ પ્રમાણે:-ગુજરાતી, મરાઠી અને હિંદી ટીકાવાળા ત્રણ ગુટકા; ત્રણ ગુટકા ત્રણ પ્રકારના નાના મોટા અક્ષરમાં માત્ર મૂળ શ્લોકવાળા; અને સાતમી જ્ઞાનેશ્વરી ગીતા. એમાંની આ સહિત ચાર તૈયાર થઇ છે અને બાકીની છપાવી ચાલુ હોઇને ૧૯૭૯ ના શિયાળા સુધીમાં પ્રસિદ્ધ થશે.

આવવું યોગ્ય ધાર્યું; કે તારા તે તપસ્થાન (જેલ) ને સંભાળી લેનાર વર્તમાન ભારતનો 'બાપુ' જેવો ભડવીર (ભાઈ) મળી આવવાથીજ આમ આ તરફ ઉતરી આવી; એ તો તું કે તારો બડો બાપુજ જાણે! સેવકને તો એજ ઇચ્છવાનું કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણના અનુપમ આદેશરૂપે તને ગ્રહણ કરીને પ્રત્યેક હિંદુ સંતાન પોતાનો હાથ પવિત્ર કરે; પાઠ કરીને વાણી પવિત્ર કરે; રહસ્ય સમજીને હૃદય પવિત્ર કરે અને અનુસરણ કરીને પોતાના નિત્ય સિદ્ધ હક્ક રૂપ તે નિત્ય સિદ્ધ "સ્વારાજ્યસિદ્ધિ" ને-પરમ સચ્ચિદાનંદ પદને-પ્રાપ્ત કરે. **ॐ तत् सत्.**

કૃષ્ણ જયંતિ સં. ૧૯૭૮. **ભિક્ષુ-અખંડાનંદ.**

# આ આવૃત્તિની યોજના.

આ આવૃત્તિ વખતે પણ ભાષાંતરને વિશેષ સરળ અને સ્પષ્ટ બનાવવા યથાશક્ય યત્ન થયો છે. અનુભવી સજ્જનો તરફથી ભૂલચુક વગેરેનું સૂચન આવતાં તેનો પણ પુનરાવૃત્તિ પ્રસંગે સાભાર સદુપયોગ થશેજ.

## ખર્ચ અને મૂલ્યની ગણના.

૩૫૯૧ ફરમા ૮ માટે કાગળ રીમ ૧૨૬ ભાવ રૂ. ૨૮॥.

૧૧૬૦ કમ્પોઝ અને તે પછીની અનેકવારની સુધારણા પ્રૂફતપાસણી, છપાઈ, વળાઈ, વગેરે મળીને (પ્રત ૩૦૦૨૦ ના)દરેક ફારમ દીઠ રૂ. ૧૪૫, પ્રમાણે.

૪૮૭૫ પૂઠાં, હિંસા વગરના રેશમનાં અથવા પવિત્ર શણ-
નાં સળંગ પાકાં. દર સો પ્રતે ( કપડું મેળ-
વવાનું બાકી હોવાથી) આશરે રૂ. ૧૬I.

---

૯૬૨૬

ઉપલી રકમ, ત્રીસ હજાર પ્રત, અને કિંમતના દરેક રૂપી-આમાં દશ આના ઉપલી લાગતના તથા છ આના બુક-સેલર કમીશન, જાહેર ખબર તથા પુસ્તકો વેચાઈ જતાં સુધીના સંસ્થાના તમામ પ્રકારના ખર્ચના; એ ધોરણથી ગણતાં દરેક પુસ્તકનું મૂલ્ય આઠ આના કરતાં કંઇક વધુ આવ્યું, તે મેળથી આઠ આના રખાયું છે. કપડાની પટ્ટીવાળાં પાકાં પૂઠાંનું મૂલ્ય તેના ઓછા ખર્ચના પ્રમાણમાં છ આના રખાયું છે. પુસ્તક બહાર પડ્યા પછી બે મહિના સુધીને માટે એ બંનેમાં એકેક આનો ઓછો લેવાશે.

આ આવૃત્તિ માટેના કાગળો અગાઉ (લડાઈ પહેલાંના ભાવ કરતાં) ચારગણા ભાવે લેવાયલા; તેને બદલે જો તેનો હાલના જેટલો–અઢીગણો ભાવજ બેઠો હોત, તો હજી પણ અવશ્ય એકાદ આનો મૂલ્ય ઓછું આવત.

ભપકાબંધ જે રેશમી કાપડ તે તો હિંસાવાળુંજ આવતું હોવાથી અને સૌંદર્યપૂર્ણ સોનેરી નામો કરાવવામાં પણ હિંસક વસ્તુનો ઉપયોગ થતો જણાયાથી એ પ્રકારનાં પૂઠાં હવે કોઇએ ઈચ્છવા જેવાં નથી.

મુંબઈના કાર્યાલયમાં પુસ્તકોનું મૂલ્ય હવે બહાર ગામની રીતનુંજ રહેનાર છતાં ગીતાની આ આવૃત્તિ માટે અમદાવાદનુંજ મૂલ્ય રહેશે.



# શુદ્ધિપત્ર.

ગમે તેટલી ચોકસી છતાં ભલભલાં પુસ્તકોમાં દોષ, ભૂલ, અશુદ્ધિ વગેરે રહી જાય છે. શુદ્ધિપત્ર નહિ આપીને ભૂલરહિત દેખાડવા નહિ ઈચ્છતાં જણાવવાનું કે આ પુસ્તક વાંચવા પૂર્વે તેમાં નીચે પ્રમાણે સુધારી લેવા વિનતિ છે

છાપતાં માત્રા, રેફ, અનુસ્વાર, હ્રસ્વ, દીર્ઘ ઇ૦ ઉડી જવાથી થતી અશુદ્ધિઓ સર્વ પ્રતોમાં સરખી ન હોવાથી, તથા વાંચનાર સમજીને સુધારી લે એવી તે હોવાથી તેવી સર્વ અશુદ્ધિઓ આમાં અપાઈ નથી.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | श्री धरोवाच...... | धरोवाच |
| ૧૦ | ૩ | ગતી ............ | ગતિ. |
| ૧૦ | ૭ | પ્રિતિ ............ | પ્રીતિ. |
| ૧૦ | ૧૧ | કર્યાં પછી......... | કરવા છતાં |
| ૧૧ | ૧૨ | પૂછે છે............ | કહે છે |
| ૨૫ | ૧૪ | ભિષ્મ............ | ભીષ્મ |
| ૩૦ | ૧૭ | મામાઓ, ......... | મામાઓ, ભાઇઓ, |
| ૩૯ | ૨ | ઇચ્છીએ........... | ન ઇચ્છીએ |
| ૪૬ | ૧૨ | आश्चर्यवंत्........ | आश्चर्यवत् |
| ૫૦ | ૧૬ | કર્મોનાજ વાદમાં ... | કર્મોના ફલવાદમાંજ |
| ૫૬ | ૧ | यथा.............. | यदा |
| ૫૭ | ૬ | पुसः.............. | पुंसः |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૮ | ૧૩ | તને | તેને. |
| ૬૦ | ૧૩ | શાન્તિન | શાન્તિને. |
| ૬૨ | ૭ | નિષ્કર્મભાવ | નૈષ્કર્મ્ય સિદ્ધિને (મોક્ષ) ને |
| ૬૨ | ૮-૯ | તે સિદ્ધિ (મોક્ષ)ને | તે, તે સિદ્ધિને |
| ૭૭ | ૧૮ | जयंत | यजंत |
| ૮૬ | ૧૫ | छित्वैनं | छित्वैनं |
| ૮૮ | ૯ | विंदते | र्विंदते |
| ૯૫ | ૧ | छिन्नद्वैधा | छिन्नद्वैधा |
| ૯૯ | ૯ | પુરૂષપણ | પુરૂષ |
| ૧૦૬ | ૧૬ | बंलवद् | बलवद् |
| ૧૧૨ | ૪ | नह | नेह |
| ૧૧૫ | ૧૧ | परमव्ययम | परमव्ययम् |
| ૧૧૮ | ૬ | રાનધ | રાધન |
| ૧૨૩ | ૨ | युद्धय | युद्ध्य |
| ૧૨૪ | ૧૭ | निरुद्धय | निरुद्ध्य |
| ૧૨૭ | ૧૭ | सवमिदं | सर्वमिदं |
| ૧૩૮ | ૧૮ | फले | फलै |
| ૧૪૮ | ૩ | ક્રીર્તિક | કાર્તિક |
| ૧૪૯ | ૧૨ | प्रह्राद | प्रह्लाद |
| ૧૫૦ | ૮ | વાણી | નિર્ણય |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૦ | ૧૩ | સર્વ મુખવડે ખાવા વાળો તેમજ સર્વનું... પોષણુ કરવાવાળો | સર્વ તરફ દ્રષ્ટિવાળો કર્મફલપ્રદાતા |
| ૧૫૨ | ૧૫ | त्त्वं ................ | त्वं |
| ૧૫૫ | ૧૧ | આ રૂપમાં...... ... | આ દેહમાં એકજ ભાગમાં રહેલું |
| ૧૫૬ | ૮ | અને .............. | અને અનેક દિવ્ય આભૂષણોવાળું તથા |
| ૧૫૯ | ૧૭ | આપે.............. | આપે એકેજ |
| ૧૬૯ | ૧૨ | सरव्यु ........... | सख्यु |
| ૧૭૩ | ૧૬ | મને .............. | હે પાંડવ ! મને |
| ૧૮૭ | ૫ | એવો............... | એવો જે |
| ૧૯૪ | ૧૮ | ऽप्रवृत्तिश्व......... | ऽप्रवृत्तिश्च |
| ૨૦૯ | ૧૫ | પ્રવર્ત ........... | પ્રવર્તે |
| ૨૧૬ | ૨ | પ્રેતાને ........... | પ્રેતોને. |
| ૨૧૬ | ૧૭ | તના............... | તેના. |
| ૨૧૭ | ૯ | લુખા, ........... | તીક્ષ્ણ, લુખા, |
| ૨૧૮ | ૧૬ | સરલતા,........... | પવિત્રતા, સરલતા, |

પૃષ્ઠ ૧૫૧ ની ૫ મી લીટીમાં 'હુંજ છું' એ શબ્દ પછી વધારવાનું કે, વળી સામવેદમાં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું; માસોમાં માગશર અને ઋતુઓમાં વસંત હું છું.